# _ નઈન અંગ્રેજી ગુજરાતી
# (પ્રેસ્બિટેરિયન) મંડળી.
# સ્થાપનાની સત્ય તવારીખ.



પ્રાર્થનાની મેડી.
હૅાર્નબી રોડ, ફોર્ટ, મુંબઈ


લેખિકા—નાનીબાઈ જીવાભાઈ.
હેડ મિસ્ટ્રેસ, મ્યુનિસિપલ ખડક ગુજરાતી ક. શાળા, મુંબઈ ૩.)


---

"એક કામ હું કરૂં છું. એટલે કે જે પછવાડે છે તેને વિસરીને અને જે આગળ છે, તેના તરફ ધાઈને ખ્રિસ્ત ઈસુમાં દેવના સ્વર્ગીય આમંત્રણના ઈનામને વાસ્તે, નિશાનીની ભણી આગળ ધસું છું." ફીલીપ ૩-૧૩,૧૪.

કીંમત રૂ. ૦-૪-૦

# " યહુદાહનો વિલાપ "

## ( શિષ્ય મારા સંઘરજો—એ રાગ )

સ્મશાન સરખી શૂન્ય સૃષ્ટિ, આકાશ અઘોર અંધરાય છે !
કાલવરીનો કરપીણ ચિતાર, કુદરત કરડવા ધાય છે !—ટેક.
ખુશનુમા એક રમ્ય સવારે, ઝરણાં ઝરે ખળખળ ખિણમાં,
પ્હાડો પર પડઘા પટકાય છે, 'ધન્ય' ના સૂર સંભળાય છે.
દિલ મારૂં એક થાય છે, .........સ્મશાન.........
માન્ના વર્ષે જેમ જુના જમાને, મોતી વર્ષે એના મુખથી.
'ધન્ય' શબ્દોના પ્રહારથી, દિવ્ય સ્વપ્નોના આહારથી.
અજબ વાણીના ઉદ્ગારથી, .........સ્મશાન.........
" મૃગજળ પાછળ મચ્યા છો યહુદા, પૈસાના લાગો મહા લોભીયા,
લાયલેપા દીસે છે શ્વાસમાં, ધનના ઢગલા છે આકાશમાં,
જો જો ફસાના આ પાસમાં" .........સ્મશાન.........
મોહ લક્ષ્મીનો અંતે ન છુટયો, થેલી લગાવી મેં બાથમાં,
પ્રભુ વેચ્યા મેં એજ ભૂલમાં, ત્રીસ રૂપીયાના મૂલમાં,
ફેંક્યા અંતે તે પણ ધુળમાં, .........સ્મશાન.........
જોયો જ્યાં મેં એને થંભે ટંગાતાં, માફી હતી એના મુખમાં,
પ્રીતિસાગર ત્યાં ઉભરાય છે ! આશિશ હાથો દેખાય છે !
દિલ મારૂં ચિરાય છે ! .........સ્મશાન.........

( સિપોની )



# મુંબઈની અંગ્રોલી ગુજરાતી
# ( પ્રેસ્બિટેરિયન ) મંડળી.
# સ્થાપનાની સત્ય તવારીખ.




લેખિકા

**નાનીબાઈ જીવાભાઈ.**

( હેડ મિસ્ટ્રેસ, મ્યુનિસિપલ ખડક ગુજરાતી કન્યાશાળા, મુંબઈ ૩.)





સન ૧૯૪૧.

કીંમત ૦-૪-૦

## મુંબઈ અંબ્રોલી ગુજરાતી ( પ્રેસ્બિટેરીયન ) મંડળીના સ્થાપક.



### સ્વ. ચુનીલાલ કૃપાશંકર જોશી.

જેમ કચરાના ઢગલામાં ગુપ્ત રહેલો હીરો, પોતાનું પોત સૂર્યનાં કિરણ-દ્વારા બહાર પ્રકાશે છે, અને પોતાને ત્યાંથીએ પણ પ્રગટ કરે છે, તેમ હે, ચુનીલાલ ! મુંબઈમાં ગુજરાતી પ્રેસ્બિટેરીયન જનતામાં આજે તમે પ્રકાશી રહ્યા છો. એ ગુર્જર ખ્રિસ્તી આઈ. પી. ના પ્રભાવશાળી અને મુંબઈમાં ગુર્જર ખ્રિસ્તી પ્રેસ્બિટેરિયન મંડળીના સ્થાપક, તું જ્યાં હો ? ત્યાં તને અમારાં વંદન હો !

લી૦ સદા સ્મરતી બેન,

**જેનબ્હેન ભીખાભાઈ પટેલ.**

# પ્રાસંગિક પ્રવચન.

ખ્રિસ્તમાં શ્રમ ખેડતા આઈરીશ મિશનરીઓની માતૃમંડળીએ પોતાના પુત્રો અને પુત્રીઓ ગુજરાતમાં મોકલી નાનીબાઈ જીવાભાઈને મુંબઈ અંગ્રેજી ગુજરાતી મંડળીની સ્થાપનાની સત્ય કથા લખવાને શક્તિવાન બનાવ્યાં છે તેથી ગુજરાતની (બોરસદ) માતૃમંડળીને ધન્યવાદ ઘટે છે. મુંબઈ અને કાઠીઆ-વાડની અન્ય ગુજરાત ખ્રિસ્તી મંડળીઓ અને સમસ્ત ખ્રિસ્તી સમાજની જાણ માટે મુંબઈ અંગ્રેજી ગુજરાતી મંડળીની સ્થાપનાની સત્યકથા પ્રગટ કરવાની જે મહેનત નાનીબાઈ જીવાભાઇએ ઉઠાવી છે તે પ્રસંશનીય છે. તેમના સાહસને અને નિડરપણાને પણ ધન્યવાદ ઘટે છે.

આપણા બધા આત્મિક હકકો અને દેવ અને તેનો દેહધારી પુત્ર, આપણો પ્રભુ અને તારનાર ઈસુખ્રિસ્ત, વિષેનું આપણું બધું જ્ઞાન આપણી આગળના ખંતીલા અને ભાવિકોને આભારી છે. આ જ્ઞાન અને હકકો બીજાને આપવાની તેમજ આપણી ચાલુ અને ભવિષ્યની પ્રજાને આપવાની આપણી પવિત્ર ફરજ છે. આપણી આગળના ખંતીલા અને ભાવિકોના તેમજ તારણની સુવાર્તા જે આપણને આપવામાં આવી છે તે ખજાનાના આપણે કેટલાં ઋણી છીએ તેનો ખ્યાલ મંડળીના રૌપ્ય મહોત્સવ, સુવર્ણ મહોત્સવ, હીરક મહોત્સવ કે શતાબ્દિ મહોત્સવ પ્રસંગે આવે છે. તે ખ્યાલ પ્રમાણે આપણી આગળ ખંતીલા અને ભાવિકો થઈ ગયા તેમના જેવા ખંત અને ભાવથી, ઈશ્વરી સત્તા અને શક્તિમાં પૂર્ણ વિશ્વાસથી આપણા પ્રભુ અને તારનારની દોરવણી તળે પ્રભુ અને માણસોની સેવા કરવાને આપણે સમર્પણ થઇએ. આ બધુ કરવાને આ પુસ્તીકા ઘણી મદદરૂપ થશે એવી હું આશા રાખું છું.

આ પુસ્તકમાં મુંબઈ અંગ્રેજી ગુજરાતી મંડળીની સ્થાપનાનો રોમાંચક ઇતિહાસ છે. જે હાલની મંડળીને ઉપયોગી છે અને ભવિષ્યની પ્રજાને માર્ગદર્શક છે, તે મુંબઇ અંગ્રેજી ગુજરાતી મંડળીના રૌપ્ય મહોત્સવ પ્રસંગે પ્રગટ થવો યોગ્ય હતો એ નિઃસંદેહ છે.

ઉપવાસ સમય,<br>
તા. ૩૧મી માર્ચ ૧૯૪૧

ડેવિડ શૉ.





## નાનીબાઈ જીવાભાઈ (૧૯૩૩)

ઊંચ આદર્શ, ગુલાબી સ્વભાવ, નિખાલસ હૃદય અને સેવાભાવી વૃત્તિ તે સંપાદન કરવા દ્રવ્યની જરૂર પડતી નથી. એ તો ઈશ્વરના ધામ તરફ પહોંચાડનાર સાંકડા રસ્તા છે. પ્રેમ તેનાં પગથિયાં ને પ્રાર્થના તેનો દરવાજો છે.

"દુનિયાઈ પ્રત્યેક વાતોની નુકસાનીની ધમકીથી, તેમજ જીવન, આબરૂનું નુકસાન થવા છતાં, જે પોતાના હેતુ તજી દેતો નથી, તે શક્તિશાળી વ્યક્તિ છે. તે વ્યક્તિની કિંમત થાય છે. તેની જીંદગી પછી લોક તેને યાદ કરે છે ને સન્માન કરે છે."

( સોનેરી વચન— એસ. એલ. )

સ્વર્ગસ્થ ભાઈ એલ. જે. ફ્રાન્સીસ ઉર્ફે સિયોની.



જન્મ તા. ૧૯ એપ્રિલ ૧૮૯૪.] [અવસાન તા. ૨૮ માર્ચ ૧૯૩૪

# અર્પણપત્રિકા કિંવા સદ્‌ગતને સ્નેહાંજલિ.

---

મારા પરમ સ્નેહી લઘુભ્રાતા, મર્હુમ એલ. જે. ફ્રાન્સીસ ?
"સિયોની" તખલ્લુસ ધારી, ને હાલ સિયોનવાસી,
સેવા, ક્ષમા, શાંતિ ને ધૈર્યની સાક્ષાત પ્રતિમા ?
વધસ્તંભની વિશિષ્ટતાના જ વ્યાખ્યાતા,
અંતર્ભાવ પ્રેરિત ને હૃદયંગમ કાવ્યોના કર્તા,
અને
આત્મ સમર્પણ ને સેવા ધર્મના સાચા સંત ??

મુંબઈના ગુજરાતી આઈ. પી. મિશનને સ્થાપન કરવામાં તેં ૧૯૧૨ થી ૧૯૩૪ ( મરણ પર્યંત ) સુધી પ્રશસ્ત અને પ્રોત્સાહક પ્રેરણા આપી હતી, જે સંસ્થા ભગીરથ પ્રયત્ન અને ભીષ્મ જહેમતના પ્રભાવે આજે આબાદ ને ચિર-સ્થાયિ થઈ છે, તેની યાદગાર ઘટનાઓની તવારીખને પ્રકાશન કરતી આ લઘુ પુસ્તિકા આજે તારી જન્મતિથિ ( તા. ૧૯ એપ્રીલ ૧૮૯૪ ) નાજ મુબારક દિવસે સ્નેહમય સ્મારક તરીકે, સપ્રેમ સમર્પણ કરી હું કૃતાર્થ થાઉં છું.

ઓ પ્રિય ! ભાઈ ?

તું સ્વર્ગના સોહામણા સ્થાને પણ આ સ્નેહાંજલિને સહર્ષ સત્કાર કરજે.

૨૩૧, લેમિંગ્ટન રોડ,
મુંબઈ નં. ૭.
તા. ૨૦-૩-૪૧



લી૦
તારા વિશ્લેષે ભગ્નહૃદયા ભગિની
નાનીબાઈ જીવાભાઈ.

## ગીત—દોહરો. ૫

એકાદશ આ પુષ્પની, માળા અર્પે બ્હેન;
સ્વર્ગે રહી સત્કારજે, સદાય હો, સુખચેન !
સુમનગુચ્છ દઉં સ્નેહથી, ઘડી પળમાં કરમાય;
પુસ્તિકા દઉં પ્રેમથી, સ્વીકારી લે, ભાઈ.

# " ઉદ્દીપ્ત ઉરના ઉદ્દગારો "

## ( રાગ—ગઝલ. ૧ )

ગયાં ગુજરી પિતા માતા, ગયા સાતેય તો ભ્રાતા;
રહી હું એકલી વિશ્વે, જળે જીગર ! નથી શાતા ! ( ૧ )

ગયો કયાં બંધવા ? મૂકી, હૃદય ચિરાય છે મારૂં;
વહન્તી આંસુની ધારા, બળ્યું જીગર, બન્યું ખારૂં ! ( ૨ )

તડપતું દિલ તલપ્યું કાં ? તજી પાર્થિવની પરવા;
વિનતિ, વસ્લ ને આંસુ, કરૂણ ક્રન્દન ગણ્યાં તેં ના ! ( ૩ )

ધર્યું તખલ્લુસ " સિયોની " થયો સિયોનનો વાસી,
ભિચારી આ બેનડી રોતી, પળયો દૂર પંથે પ્રવાસી ! ( ૪ )

સખી, સ્નેહી ને આત્મન સૌ, મને તો મારતાં મ્હેણાં;
" અભાગી—દુર્ભાગી " હું; સદા નિશ્વાસ ભરતી, હા ! ( ૫ )

તજ્યાં શાને બચુડાં બે, અને સંસારની દારા;
ગયો શા સ્વાર્થથી સ્વર્ગે; સૂઝયું શું ભ્રાતા ! ઓ મારા ! ( ૬ )

કથનમાં તેં કથ્યું ઝાઝું; કરી સાહિત્યની સેવા;
રચ્યાં તેં કાવ્યો ભક્તિનાં; સિધાવ્યો સ્વર્ગમાં રે'વા ( ૭ )

વિના વાંકે રિસાયો શું ? ભૂલો શી બ્હેનની ભાળી !
વિશ્વલેખે વિલપે વ્હાલાં; નૃશંસ થઈ તું ગયો ચાલી ! ( ૮ )

અરેરે ? કયાં હવે ગોતું ? સ્મરૂં દીનરાત ઓ ભ્રાતા !
બનીને રંક કરગરતી, જરા દર્શન દઈને જા ! ( ૯ )

ક્ષમા, શાંતિ, અડગ્ ધૈર્ય, પ્રશસ્તિમાં તું પંકાયો;
ધર્યો તેં ધર્મ "સેવાનો;" સમાજે " સંત " અંકાયો ! ( ૧૦ )

અરે ? ઓ વિશ્વના દેવા ? તમોને પ્રાર્થતી સ્હેજે;
સહોદર " સંત ફ્રાન્સિસ"ને ચિરન્તન સુખડાં દે જે ! ( ૧૧ )

ઉદ્દગારોની ઉદ્દગાતા,
**બ્હેન નાનીબાઈ જીવાભાઇ.**

## રાગ—સોરઠા. ૨

ધર્મીજન ખૂટે બહુ, વધુ ઘટાડો કયાં થયો ?
ગુર્જરને એ સાલશે, વિયોગ તારો ફ્રાન્સીસ ૧

ખ્રિસ્તી મંડળમાં તારલીઆ, નૂજ જે હતા,
તેને તજતાં આજ, શે ? રૂચ્યું એ ? ફ્રાન્સીસ ૨

સંત વિહોણો સમાજ, એહ, તને શું ના ગમ્યો ?
સંતોનો જ્યાં સાથ, ચાલી ગયો તું ફ્રાન્સીસ ? ૩

" સ્વર્ગે મજને લઈ જજો " ગાયું ગવડાયું તેં અહીં
ગુર્જર ગીરાના ગમી, તેથી ગયો તું, ફ્રાન્સીસ ૪

તારૂં પ્રભુએ સાંભળ્યું, માગ્યું મળ્યું સત્વર તને,
" વિશ્વાસીની પ્રાર્થ " એ શીખવે તું ફ્રાન્સીસ ૫

આશ તુંમાં ગુજરાતને, જોઈ ન જાણી તું શકયો !
ગુર્જર, સારે આંસુધારા, શું ? ન જુવે તું ફ્રાન્સીસ. ૬

આંસુ કેરી ધાર, ખ્રિસ્ત નયનથી નીસરે,
એ લો'વાને કાજ, ચાલી ગયો તું ફ્રાન્સીસ ૭

સેવા, માફી, પ્રેમ, ધીરજની પ્રતિમા હતો,
ત્રાતાને વહાલું જીવન, જીવી ગયો તું ફ્રાન્સીસ ૮

ગુર્જર હૃદયો કાં ! આંસુડાં ના ઢાલવે, ?
રોતાં મૂકી આજ, ચાલી ગયો તું ફ્રાન્સીસ ૯

આજીજી, ઉપચાર, ઔષધ, જરીએ ના ફળ્યાં,
રડતાં હૃદયો આજ, સંભારે એ ? ફ્રાન્સીસ. ૧૦

ઉતારો " ખ્રિસ્તી બંધુ " માર્ચ ૧૯૩૪ —**કર્તા થીઓફીલ પી. સુરત**

# અભિપ્રાય

અમો નીચે સહી કરનારાં મુંબઈની ગુજરાતી પ્રેસ્બિટેરિઅન મંડળીના ૧૯૧૧ થી ૧૯૧૫ સુધીના સભાસદો આ પરથી સત્ય હકીકત પ્રગટ કરીએ છીએ, કે સને ૧૯૧૧ જુલાઈ માસ પહેલાં મુંબઈમાં આઈરીશ પ્રેસ્બિટેરિયન મંડળીનું નામનીશાન ન હતું, જેથી અમોને તે દેવળની તથા બીજી ઘણી મુશીબતો નડતી હતી.

પરંતુ ઈશ્વરની પ્રેરણા-કૃપાથી તથા મદદથી મિ. ચુનીલાલ જોશી કે જેઓ આઈ. પી. મીશનની અમદાવાદની ડિવિનિટિ કાલેજમાં બધાં વરસ શીખી, પહેલે નંબરે પાસ થઈ, લાઈસેન્શીએટ થઈ ગુજરાતમાં કેટલીક મંડળીઓમાં ઉપદેશક તરીકે કામ કર્યું હતું. તેઓ પોતાની છેલ્લી મુખ્ય કામદારના યોધ્ધા પરની ખંભાતની મંડળીનું રાજીનામું આપી આઈ. પી. મિશનની સ્વતંત્ર મંડળી સ્થાપવા મુંબઈ આવ્યા. ગુજરાતના ઘણા ભાઇઓ તેમની ઓળખાણના નીકળ્યા; જેમણે તેઓને દિલોજાન આવકાર આપ્યો. આ મંડળી સ્થાપવા પોતાથી બનતી મદદ કરવાની ખુશી બતાવી. જે પૈકી કેટલોક ભાગ મૃત્યુ પામ્યો છે. કેટલાંક મુંબઈ છોડી ગયાં છે ને કેટલોક ભાગ મુંબઈમાં છે; પણ મંડળી છોડી બીજી મંડળીઓમાં દાખલ થએલ છે.

તે મુજબ તા. ૧ લી જુલાઈ ૧૯૧૧ થી તેઓએ આ મંડળીની શરૂઆત કરી. તે સમયમાં તેમના ગુજરાન માટે કશું સાધન મંડળી તરફથી મળી શક્યું ન હતું. પણ એકાદ માસ બાદ મિ. એફ. એલ. મેકાફી સાહેબ પાસે જ્યારે આ કામની સહાનુભૂતિ માગી; ત્યારે કેટલીક સમજુતી પછી તેઓ સંમત થઈ પ્રાર્થના કરવા પોતાની ઑફીસ કે જે હોર્નબી રોડ, કોટ, મુંબઈમાં હતી તે આપી અને અંબોલી સ્કોટીશ પ્રેસ્બિટેરિયન ચર્ચ વાપરવા મેળવી આપ્યું. તે કામ સારા પાયા પર આગળ ચાલતું જોઈ તેમણે પાંચ છ મહિના બાદ દશ રૂપીઆની મદદ શરૂ કરી.

રવિવારને દિવસે જે ઉઘરાણું મળતું તે વડેજ મિ૦ ચુનીલાલના કુટુંબનું ગુજરાન મહામુસીબતે ચાલતું હતું. મંડળી એકત્ર કરવામાં તેમની મુસીબતો તથા દુઃખોનો પાર ન હતો, છતાં હિંમત હાર્યા નથી. "એક દિવસે મારી મહેનતનું ફળ જોઇશ" એવી માન્યતા પર કનાન દેશ મેળવવા જેવી ઝંખનાએ પોતાનું કામ બીન પગારે ચાલુ રાખ્યું.

આસરે ત્રણ મહિના પછી તેમનાં મિસિસ નાનીબાઈ જીવાભાઇને મુંબઈ મ્યુનિસિપલ સ્કૂલમાં મિ. બી. વાય. ખીસ્તીની લાગવગ તથા મહેનતથી શિક્ષિકાની

જગા મળી. ત્યારથી તેમના પગાર તથા માત્ર ત્રણ રૂપીઆમાં ટ્યુશનો આપી, તે પર જ બધો આધાર રાખી તેમણે મંડળી જમાવી હતી. મેમ્બરો એકત્ર કરવામાં આ બાઈ પણ નાના બચ્ચા સાથે રખડપટ્ટી કરતાં હતાં.

તે પછી છેક બીજે વરસે મંડળી તરફથી તેમને થોડુંક પોષણ મળવા લાગ્યું. તેમણે પોતાના ગુજરાન માટે ફરિયાદ, માગણી, કચકચ કે અસંતોષ કદી જ બતાવ્યાં નથી. તે સમયે રેવ. આર. એમ. ગ્રે સાહેબ મોડરેટર હતા. મિ. એફ. એલ. મેકાફી પ્રમુખ. મિ. જોન ડાહ્યાભાઈ સેક્રેટરી હતા ને મિ. વિલ્યમ એલ. મેકવાન ટ્રેઝરર હતા. આમ ૧૯૧૫ સુધી મંડળી સારા પાયા પર આવી, ને પાળકની જરૂર પડી. આ પાળકપદ તેમના નસીબમાં સૃજીત ન હશે, જેથી તેમની નિમણુંક તા. ૧ લી ઓગસ્ટ ૧૯૧૫ ને રોજ અમારી ભારે ગમગીની વચ્ચે વઢવાણ કેમ્પમાં રેવ. જે. એફ. સ્ટીવનસન સાહેબના તાબામાં કરવામાં આવી.

તે પછીની તેમની જે હાલત થઈ તેનું બ્યાન કરવા અમને ઘણી દિલગીરી ઉપજે છે. આવા એક નિઃસ્વાર્થી, ખરા ધર્મચુસ્ત પુજારીનું જે છેવટ આવ્યું છે, તે જોઈ, જાણી, સાંભળી ને વાંચી અત્યાર સુધી યાદ કરી અમારૂં હૃદય ખીન્ન થાય છે.

સહી ૧. મિ. વિલ્યમ એલ. મેકવાન, અમદાવાદ
૨. બેન જેનબેન ભીખાભાઈ પટેલ, મુંબઈ
૩. મિ. પીટર એમ. પોલ, દાહોદ
૪. મિ. વૉલ્ટર પૉલ, સુરત
૫. મિ. સી. કે. ચાર્લ્સ, મુંબઈ
૬. મિ. જેકબ ડેવિડ, સુરત
૭. મિ. ફીલેમોન ડેવિડ, સુરત

## EXPRESSION OF OPINION:

We, the undersigned, old members of the Ambroli (Bombay) Gujarati Presbyterian Church from the year 1911 to 1915 hereby place before the Christian Public for their information the true state of affairs regarding the establishment of the Gujarati Presbyterian Church in Bombay.

There was no trace or existence of such a Church in Bombay before July 1911 and it was found that there was an urgent and pressing need for the same. There was inspiration among the pioneers and through the grace of our Lord we found an opportunity to fulfil our desire. Mr. Chunilal Krupashanker Joshi, having completed with distinction the four years' course of the Fleming Divinity College of the I. P. Church at Ahmedabad, was available, as he, after serving the I. P. Mission in Gujarat, had resigned his post at Cambay and had come to Bombay to establish a Church. He was cordially received by his friends and acquaintances in the City of Bombay—some of them are since dead or have gone back to Gujarat or have joined other Churches in Bombay and have therefore no connection with the I. P. Church. They readily agreed to support him in case the Church was established. Being thus encouraged he began his ministry from July 1911 without any financial assistance from anyone. After a month or so he happened to see Mr. F. L. McAffee, an old Irish Presbyterian Missionary. Mr. McAffee sympathised with him and extended his support for the establishment of the Church and without any hesitation gave his office room to be utilised as a prayer room in a building on Hornby Road, Fort, Bombay and later on he arranged to allow us the use of the Ambroli (Scottish) Presbyterian Church at Girgaon. The work progressed well and Mr. McAffee gave Rs. 10/- p.m. to support Mr. Joshi. Mr. Joshi and his family were quite unable to make both ends meet in a city like

Bombay with a meagre sum of Rs. 10/- p.m. But in spite of this Mr. Joshi went ahead with his work bearing it in mind that some day he will be rewarded for his labour. This was possible because he was determined to establish a Gujarati Church in Bombay. But after a time he found that his financial condition was going from bad to worse and to meet this calamity his young wife Bai Nanibai Jivabhai was through the good graces of Mr. B. Y. Khisty, enabled to secure a job of a teacher under the Bombay Municipal Schools Committee. Bai Nanibai became the chief supporter of the family and a partner in carrying the burden of her husband. The people now began to contribute towards the maintenance of the Church. Whatever little monetary assistance he got from the Churchmen, Mr. Joshi accepted the same with good grace. He was never disappointed nor did he grumble that he was paid so little for his labours. The Church was then organised and the following office bearers were appointed:—

The Rev. R. M. Gray, *Moderator*.
Mr. F. L. McAffee, *Chairman*.
,, John Dahyabhai, *Secretary*.
,, William L. Mackwan, *Treasurer*.

Through the grace of our Lord and through the whole hearted co-operation of the Gujarati Christians scattered all over Bombay, the work of the Church began to grow by leaps and bound and the Churchmen thought that the time had come to get a pastor for the Church. But we regret to state that Mr. Joshi was not destined to enjoy the fruits of his labour, as he was called back by the I. P. Church in Gujarat to serve under the Rev. J. F. Stevenson, at Wadhwan. Our hearts bleed to describe his last condition at Wadhwan. He was a zealous and a devout follower of Christ and we cannot but help to express our highest respect for a man who was solely

responsible for establishing a Gujarati Presbyterian Church in Bombay and we make ourselves bold to state that had it not been for his efforts, it is a question whether a Presbyterian Gujarati Church would have ever been established in the city of Bombay. Truly he was the pioneer.

*(Sd.)* WILLIAM L. MACKWAN (Ahmedabad)
" JENBAI BHIKHABHAI PATEL (Bombay)
" PETER M. PAUL (Dohad)
" WALTER PAUL (Surat)
" C. K. CHARLES (Bombay)
" JACOB DAVID (Surat)
" PHELEMON DAVID (Surat)

---

# મિ. પીટર ઍમ. પૉલનો અભિપ્રાય



"એ મંડળીની સ્થાપના ૧૯૧૧ જુલાઈ માસમાં થઈ. ૧ કરીંથી ૩: ૧૦ માં લખ્યું છે, કે દેવની મારા પર થએલી કૃપા પ્રમાણે કુશળ મિસ્ત્રી તરીકે મેં પાયો નાખ્યો છે." તે પ્રમાણે સ્વર્ગવાસી ચુનીલાલ કૃપાશંકર જોષીએ ટાઢ, તાપ અને વરસાદ વેઠીને, રાત અને દિવસ સતત મહેનત કરીને મુખ્ય બાંધનાર તરીકે પોતાની તમામ ફરજ બજાવી.

મુંબઈમાં ગુ. પ્રે. મંડળીના કેટલાએક સભાસદો હોઈ, તે વખતે આ મંડળી તરફ સહાનુભૂતિથી જોઈ શકતા ન્હોતા, પણ નહેમ્યા ૪:૩ માં આપ્યા મુજબ ટોળીયાહ આમ્મોનીના જેવો ભાવ રાખતા, કે "તેઓના પથ્થરના કોટ પર જો એક શિયાળવું ચઢે તો પણ તે તુટી પડે!" તેઓની આજે ખાતરી થઈ છે, કે, "આ મંડળીનો નંખાયલો પાયો તે ઈસુ ખ્રિસ્ત છે. તે સિવાય બીજો પાયો કોઇ નાખી શકતું નથી." ૧ કરીંથી ૩: ૧૧. સ્વ: ભાઇશ્રી ચુનીલાલ કૃપાશંકર ઈશ્વર પિતા પરની પોતાની અડગ્ શ્રદ્ધાને લીધે, આ મંડળીના હકમાં સતત પ્રાર્થના કરતા.

મંડળીનું કામ સ્થિરતા પકડવા લાગ્યું. એટલામાં મંડળીના બે અગ્રેસરોનું તેડું ઈશ્વર તરફથી આવ્યું. અને ૧૯૧૩ ની સાલમાં ભાઈ લાજરસ પૉલ અને ૧૯૧૪ માં ભાઈ દાનીએલ કાળીદાસ ઇશ્વર પિતાની પાસે સર્વકાળના વિસામામાં દાખલ થયા. આથી મંડળીને ભારે ધકકો પહોંચ્યો; તો પણ હિંમત ન હારતાં, ચુનીલાલ ભાઇએ મંડળીનું કામ ખંતથી ચાલુ રાખ્યું. અને "કોઈ માણસ હળ પર હાથ દીધા પછી પછવાડે જુએ, તો તે દેવના રાજ્યને યોગ્ય નથી." લુક ૯: ૬૨. એ વચનથી વિશ્વાસમાં દૃઢ થઈ, જે નજીવી રકમ મંડળી તરફથી મળતી હતી, તેમાં સંતોષ માની તેમણે પોતાની સેવા બજાવી. તેમણે પોતાની નજર "મહિમાના ન ચીમળાનાર મુગટ" તરફ રાખી. મંડળીની સેવા પુરા ભાવથી ને ઉત્તમ રીતે બજાવી. અને ગીતકર્તા ૪૬: ૪ માં કહે છે, "દેવ તેમાં છે, તેને હલાવી શકાશે નહિ;" તે પ્રમાણે આજે તેની હયાતી જોઈ આનંદ કરીએ છીએ. ઈશ્વર પિતા તેના સેવકોના આત્મભોગે સ્થપાએલી આ મંડળીની ઉત્તરોત્તર વૃદ્ધિ કરો એજ પ્રાર્થના."

લી. પીટર ઍમ. પૉલ.

## મિ. વિલ્સન ડેવિડ (અસિ. ટ્રાફીક સુપ્રિન્ટેન્ડેન્ટ, બી. બી. એન્ડ સી. આઈ. આર.) નો અભિપ્રાય.



શ્રીમતી નાનીબેન, (હેન્ડબીલના જવાબમાં) સને ૧૯૧૯ માં મુંબઈ ગુજરાતી પ્રેસ્બિટેરિયન મંડળીમાંથી નીકળી ગયા બાદ, આ મંડળીને કહેવાતી સીલ્વર જ્યુબિલીને રિપોર્ટ અણધારી રીતે મારા વાંચવામાં આવી ગયો. (મને પોતાને મોકલ્યો નથી.) અને બાવીસ વર્ષના ગાળાં પછી આ પહેલો જ રિપોર્ટ મને વાંચવા મળ્યો !

કોઈપણ સીલ્વર જ્યુબિલિના રિપોર્ટમાં બીજાં વર્ષો કરતાં ખાસ વધુજ માહિતીઓ ("સ્મરણોનો સંગ્રહ", પૃષ્ટ ૧ લું.) લંબાણથી વાંચવાની આશા સો કોઈ રાખે છેજ. અને તે કંઈ વધુ પડતું ગણાતું નથી, કેમકે તે મુજબ બનવું જોઈએ. આ રિપોર્ટ વાંચ્યા પછી મને બહુજ નિરાશા ઉત્પન્ન થઈ. મેં ઘણા નિસાસા નાખ્યા. મને તરતજ આ મંડળીના સ્થાપક મ. ચુનીલાલ કૃપાશંકર જોષી બહુજ યાદ આવ્યા. કેમકે તેમને ૧૯૧૫ ના ઑગષ્ટમાં અમે મંડળીએ વિદાયગિરિનું માન આપ્યું હતું, તે વેળાએ વિદાયગિરિના આપેલા માનના જવાબમાં, જે બે ખાસ અગત્યની સૂચના તેઓ આપતા ગયા હતા, તે ઘણી કિમતી હતી. તે સૂચનાઓનું સ્મરણ મને તાજું થયું. તે આ મુજબ હતી. "જે દિવસે આ મંડળી સ્વપોષિત થશે અને પોતે પોતામાંથી ચૂંટી કાઢેલા વડિલોની કર્કશેશન સ્થાપી શકશે, એવો દિવસ આવશે, તે જોઈ મને ઘણોજ આનંદ થશે. ત્યારે હું ઈશ્વરનો ઉપકાર માનીશ, કે મારૂં શરૂ કરેલું કામ જે સ્વતંત્રતા મુદ્દા પર મેં શરૂ કર્યું હતું, તે ઈશ્વરે ફળીભૂત કર્યું છે." તેઓ આ કામમાં એટલા બધા ધગશથી મહેનત કરતા હતા અને એટલી બધી તેમને ખાતરી થતી દેખાતી હતી, તેમજ તેમણે પોતે એવું સુંદર વાતાવરણ ફેલાવ્યું હતું, કે તેઓનું જવું જો કે, એકાએક થયું; તો પણ તેમણે માની લીધું કે આ મુજબ તો થોડાંજ વર્ષમાં મારી આ મંડળી સ્વપોષિત બની જશે. પણ મેં જોયું, કે એ વાતને તો પા સદી (૨૫ વર્ષ) તો કયારનીએ થઈ ગઈ, તો પણ મંડળી આજે આ બે સૂચનામાંથી એક પણ અમલમાં મૂકી શકી નથી. તે જોઈ કયા અંતઃકરણને દુઃખ નહિ થાય ? તેનાં કારણો શું હશે ? આ પ્રશ્ન બહુ જ વિચારવા જેવો મને લાગ્યો છે. મને જે વિશેષ દુઃખ થયું, તે કહેવાની જરૂર નથી કે, મ. જોષી જો હયાત હોત, તેમની બિચારાની ઉપર જણાવેલી આશા જેવી બીજી પણ અનેક આશાઓ હતી,

તે જો ધૂળમાં મળી ગઈ ના હોત ને મુંબઈ નહિ તો બીજે કયાંક પણ રહીને આ વાત જાણત, તો તેમના આત્માને કેટલું દુઃખ થાત? તે હું જ કલ્પી શકું છું. રિપોર્ટ વાંચ્યા પછી બીજી ત્રીજી વાતોની જો કે દરકાર કરવા જેવી તો છે, પણ મેં દરકાર કરી નથી. છતાં તમારાં હેન્ડબીલથી તથા મુલાકાતથી મારે જે ખરૂં છે, તે લખવાની જરૂર જણાઈ, તે રિપોર્ટમાં મારૂં નામ આવ્યું તોએ શું, ને ના આવ્યું તોએ શું? કેમકે મને તેવી ભૂખ નથી. છતાં પણ તમારા આ કાર્યથી જેઓ પોતાને પ્રભુના સેવકો કહેવડાવે છે, તેમને તેમાંથી જરૂર જેટલુંએ જો ઉત્તેજન અથવા મંડળીની સ્થાપનાની ખરી હકીકત ધ્યાનમાં આવે, તો તમારી આ કરેલી બધી મહેનત સફળ થઈ કહેવાશે.

વિચાર કરવા જેવું તો એ છે, કે રિપોર્ટના પાના પર જે હકીકત લખી છે, તેમાં માત્ર "રિઝર્વ ફંડની" હકીકત બહાર તરી આવે છે. આ હકીકત વાંચવાથી મને જે સંતોષ થયો, તે એકજ કે, મ. જોષીના ગયા પછી મંડળી બીજું કંઈ નવું તો કરી શકી નહિ હોય; પણ આ ફંડ (જુઓ ૧૯૧૭ નો રિપોર્ટ, પાનું ૨૪) કે જે, મ. ચુનીલાલે ભાર દઈ દઈ, જે અગત્યની સૂચનાઓ મંડળીની વૃદ્ધિ માટે આપી હતી, તેને પાર ઉતારવા. તેમના ગયા પછી મેં બીજેજ મહિને તા. ૨૭ નવેમ્બર ૧૯૧૫ ને રોજ સભા બોલાવી અને આ ફંડની યોજના તેમની આગળ મેં રજુ કરી હતી. તે યોજના મુજબ આજ સુધી આ મારૂં શરૂ કરેલું ફંડ માત્ર કાયમ રહી શકયું છે. આ એકજ હકીકત સિવાય, બીજી બાબતો જોતાં તેને માટે નિસાસાનો સૂર કાઢયા સિવાય મારાથી રહી શકાતું નથી. અરે! મંડળી સ્વપોષિત તો ન બની, તે ન બની, તે ઘટના તો હજી દૂર રહી, પણ તે અર્ધપોષિત તો થવી જોઇતી હતી? અર્ધપોષિત પણ થઈ શકી નથી, તેનાં કારણો શું હશે? એ તો એ મંડળીના લાગતાવળગતા ભાઇઓ અને શુભેચ્છકો જરા વિચાર કરે, તે તેમની ખાસ ફરજ છે.

(સહી) વિલ્સન ડેવિડ.

# "સાથીદાસ" નો અભિપ્રાય

હેન્ડબીલમાં લખેલી વાતો સત્ય છે. બલ્કે સોના કરતાં એ પીળી છે. જેઓનાં નામો છાપવાનો કદાપિ કંટાળો આવ્યો હોય, તેઓનાં નામો તો જીવનના પુસ્તકમાં છપાઇ, પ્રભુપિતા પાસે ઈબ્રાહીમની ગોદમાં આરામ ભોગવે છે.

મી. ચુનીલાલ તો ખરેખરા તેડાયલા, ખ્રિસ્તને માટે અલગજ કરાયલા હતા. તેમજ તેઓ સ્વાર્થદ્વેષી ને ઉત્તમ ચારિત્રવાળા હતા. તેમના તરફ અમો હંમેશાં માનનીજ નજરથી જોતા હતા. તેઓએ જે મંડળીનો પાયો નાખ્યો, તેનાપર આજે કેટલાનુંએ ગુજરાન ચાલે છે, ને હજી ચાલશે. આજે જ્યારે તેમના આરંભેલા કામપરના પાળકને એકસો ત્રીસ ( રૂ. ૧૩૦ ) રૂપિયા પગાર મળે છે, ત્યારે મી. ચુનીલાલે તો રૂપિયા દશમાંજ કામ કરેલું ને જો હું વધું પડતું કહું, તો મેં મહિનાના રૂપિયા પાંચથી વધુ તેમને ભાગ્યેજ અપાતા જોયા હોય. પણ એ વિષે જાણનાર હવે કોણ છે ? તે વખતે તો હાલની એજ મંડળીના હાલના વડિલોમાંના એકપણ આપણા સહકારમાં ન હતા. માટે તમારા લખવા મુજબ, તેમને જેમ દોરાવું ઘટે, તેમ દોરાય.

વળી મ. રાવબહાદુર બી. વાય. ખીસ્તી, જે. પી., (ઓનરરી મેજીસ્ટ્રેટ, મુંબઈ) તથા મી. વિલ્સન ડેવિડ જેઓને આપણી મંડળીની વ્યવસ્થા માટે વડિલ તરીકે ઉભીના લીધા હતા. જે પૈકી મ. રાવબહાદુર ખીસ્તી તો ગઈ દિવાળી પરજ ગુજરી ગયા છે. તેઓ ગુજર્યા ત્યાં સુધી ( છેલ્લે સુધી ) સંપૂર્ણ સેવાવૃત્તિથી આ મંડળીના વડિલ રહ્યા હતા. તેમનું નામ કે નિશાન આ કહેવાતી સિલ્વર જ્યુબિલિના રિપોર્ટમાં મારા વાંચવામાં આવતું નથી. તેમજ વળી મી. વિલ્સન ડેવિડ જેઓ હયાત છે, જેમણે ઘણા ખંતથી આ મંડળીની સેવા કરી છે. મી. જોશીને માનપત્ર દેનારા પૈકી તેઓ પણ એક હતા, તેમનું પણ નામ એ રિપોર્ટમાં દેખાયું નહિ. જેથી મને બહુજ દુ:ખ થાય છે. વળી સિલ્વર જ્યુબિલિ જેવો જ્યારે કહેવાતો પ્રસંગ તેમણે ઉજવ્યો, ત્યારે આપણ જૂનામાં જૂના ને આ મંડળી સ્થાપી તેને પગભર કરનારા હજી જીવતા તો છે, તે સૌને ખબર પણ છેજ. તો પણ એમને આમંત્રણ પણ આપવામાં આવ્યું નહિ. તેમજ એ રિપોર્ટની એક એક કોપી સરખી પણ મોકલી નથી. આ અમારે માટે ઘણું શરમ ભરેલું નથી શું ? જો મ. રાવબહાદુર ખીસ્તી, જે. પી. હયાત હોત, તો ઘણાં દુ:ખ તથા શરમથી પોતાનું માથું નીચું ઘાલતે. "સ્મરણોનો સંગ્રહ" ( જ્યુબિલિ પૃ. ૧ ) તે કયાં છે ?

બ્હેન નાની બ્હેન તરફથી અમને આ રિપોર્ટ કે જે તેમણે પોતે પણ કયાંથીક માગી આણ્યો હતો ? ને માત્ર તે વાંચી, જોઈ, વિચારી, તપાસી અને સંભાળથી

પાછો રવાના કરી દેવાની શરતે મોકલ્યો હતો. તેનાથી અમે માહીતગાર બન્યા. તે પછી તેમના તરફથી મળેલા હેન્ડબીલથી અમે શાંતિનો દમ ખેંચ્યો.

જે સત્ય ઘટના અસત્યમાં મારી જતી દેખાય, તેને પ્રકાશમાં લાવી જનસમાજ સન્મુખ જાણમાં લાવવી, તે ખચીતજ શૂરવીરતાનું ભૂષણ છે.

લી. સાથીદાસ.

---

## બ્હેન જેનબેન ભીખાભાઈનો અભિપ્રાય



બ્હેન,

તમારૂં હસ્તલિખિત હૅન્ડબીલ મેં ઉડતી નજરે વાંચ્યું, ને મારૂં હૃદય પોકારી ઊઠયું, તેને અંગે વેદનાનો શ્રોત પ્રગટયો, તેથી હું એ ૧૯૧૧ થી ૧૯૧૫ સુધીના ભૂલાએલા ભૂતકાળનાં જુનાં પુરાણાં પાનાં ફેરવવા લાગી. પ્રસંગોરૂપી પાને પાને શ્રીયુત ચુનીલાલ અને તેમના સાગીર્દો, દૃષ્ટિક્ષેત્રમાં ધૂમવા લાગ્યા. તે સમયે એટલે, કે આ આજની મુંબઈની ગુજરાતી પ્રેસ્બિટેરિયન મંડળી હસ્તીમાં ન હતી. તેને સ્થાપવાના કલ્પિત પાયા રચાતા હતા, અને તેને હસ્તીમાં લાવવાને શ્રી. ચુનીલાલ સાથે તેમના સાથીઓએ જહેમત ઉઠાવી; તે કરતાંએ વધુ તેમના સરદાર શ્રી. ચુનીલાલનું એકધારૂં સાહસ, ભારે ત્યાગ, અથાગ શ્રમ, અતૂલ ધૈર્ય, અડગ્ ઉત્સાહ, કાર્યની સફળતા તે સાથે એકનિષ્ઠતા, ગુજરાતી ખ્રિસ્તીઓની તેમણે સાધેલી એકયતા, તેઓમાં પ્રચારેલો પ્રેમ ને તેમની સાથે તેમનું મિલનસારપણું અને દીર્ઘદૃષ્ટિ માટે હું એક એક પ્રકરણ જો લખું, તો એ ઓછુંજ લેખાય. ખ્રિસ્તી જનતામાં આજે જે ગુણદોષો દૃષ્ટિએ પડે છે, તે તે દિવસે પણ હતા. છતાં એ કંટક વનમાં ગુલાબનાં પુષ્પની વાટિકા બનાવવાનું માન સ્વાતંત્ર્યતાના પુજારી શ્રીયુત ચુનીલાલ ખાટી ગયા! એ નિર્વિવાદ છે.

જ્યારે ગુજરાતી પ્રેસ્બિટેરિયન મંડળીની કહેવાતી જ્યુબિલિ ઉજવાઈ, અને તેને અંગેનો અહેવાલ છપાઈને બહાર પડ્યો, ત્યારે મને થયું, કે આ તો બારોબાર "ખોદે ઉંદર અને ભોગવે ભોરીંગ" અનુસાર થયું. કેમકે કષ્ટ વેઠનારાઓ, ખરા સ્થાપકો પ્રત્યે સારી ભાવના હોવા છતાં–સૌને ખબર હોવા છતાં; જગાના અભાવે પુસ્તીકામાં તેમને સ્થાન નહિ આપી શકયા હશે ! ખેર, પણ જે બીજ વાવનાર, પોષનાર અને તેની વૃદ્ધિ કરવામાં પોતાને હોમી દેનાર, નિઃસ્વાર્થી સંતસમાનમ મ. ચુનીલાલ, તેમને કેમ વિસાર્યાં હશે ? આ અણઉકેલ પ્રશ્નનો ઉકેલ કરવા મેં મિથ્યા પ્રયત્ન આદર્યો, તો મને સમજાયું, કે જેમ "રાઈના દાણા" કરતાંએ સૂક્ષ્મ ટેટાના બીમાંથી ચોગરદમ ફેલાએલા ઘટાદાર વડલાને પોતાની મોટાઈના ઘમ્મડના અંધાપે સૂક્ષ્મ બીજ દેખાય તો નહિજ; પણ તેનો વિચાર સરખોએ કયાંથી આવે ? તેમજ તેની ઉપર ખગચળ પક્ષીઓનાં નિવાસસ્થાન, તેની શીતળ છાયામાં શ્રમિત વટેમાર્ગુઓનું શાંતીમય ને તાજગી બક્ષનારૂં આશ્રયસ્થાન હોવા છતાં; કોઈ વટેમાર્ગુએ, "આટલા સૂક્ષ્મ બીમાંથી આવું ઉપયોગી ને ઘણાઓનું પોષણ કરતું રમણીય વૃક્ષ થયું છે." એવું કહી કયારે તેની પ્રશંસા કરી છે ? તેવીજ આબેહુબ ઘટના આ મંડળીની માની લેવી.

પણ આ 'મન' તો આ માનવા તૈયારજ ન હતું. એ તો ફરી ફરીને પ્રશ્ન પૂછતું, કે આ મંડળીના સ્થાપક સરદારને વિસારવાનું પ્રયોજન શું ? લાભ શો ? આ સવાલ તો આખી જનતા પૂછી રહી છે.

આવું ધાર્મીક કાર્ય જો પશ્ચિમના દેશોમાં કોઈપણ વ્યક્તિએ કર્યું હોત તો તેના ફોટાને દરેકે દરેક ઘરોમાં સ્થાન મળત; એટલુંજ નહિ, પણ છાપે છાપે મોટા અક્ષરના મથાળા નીચે તેની પ્રસંશા થતે અને તે લક્ષ્મીએ પૂજાતે; આટલું કર્યા પછી પણ તે જનતા રોકાતે નહિ, પણ તેનું પુતળું ઉભું કરતે પુતળું.

"જે રોપે છે, તે તેનું ફળ ચાખતો નથી, પણ ભાવી પ્રજા માટે મૂકી જાય છે." તેમ શ્રીયુત ચુનીલાલે વગર મુડીએ વાવ્યું ખરૂં, ઉછેર્યું ખરૂં, પણ તેનું ફળ સંજોગાવસાત તેઓ જોવા કે ચાખવા ભાગ્યશાળી થયા નથી. તેથી શું તેઓ મંડળીના સ્થાપક મટી જાય ? કયું અંતઃકરણ આ માની કે સહન કરી શકશે ? હા, હું ભૂલી. દુનિયાના આ નગુણા કલંકને ધોવાને શ્રીમતી નાનીબ્હેને કરેલા પ્રયત્નમાં હું મારા આશીર્વાદનો સાથ પુરૂં છું; ને સ્ત્રીવ્યક્તિ, જ્યારે સત્ય ઘટના ઢંકાઈ જતી જોઈ, તેને પ્રકાશમાં લાવવા કેટલું મંથન કરી શકે છે, તે જોઈ, જાણી, હું પણ એક સ્ત્રી વ્યક્તિ તરીકે તેમના કામ ઉપર ઈશ્વરનો આશીર્વાદ ઉતરે, એવી પ્રાર્થના કરૂં છું.

લી૦ બેન જે. ભી. પટેલ, મુંબઈ.

# માનપત્ર કૉપી



" મ્હેરબાન, મિ. ચુનીલાલ કૃપાશંકર જોશી, જોગ,

અમો નીચે સહી કરનારા મુંબઇની ગુજરાતી પ્રેસ્બિટેરિયન મંડળના સભાસદો તથા સેવકો આપની વિદાયગિરીના પ્રસંગે અમારી શોક-પ્રદર્શિત લાગણીઓ દર્શાવવાની રજા લઈએ છીએ.

૧૯૧૧ ની સાલનો જુલાઈ મહિનો અમોને આ પ્રસંગે ખાસ કરીને યાદ આવે તે સ્વાભાવિક છે. તે દિવસોમાં આપે મ્હેરબાન મેકારી સાહેબની ખાસ મદદથી તથા બીજા આઈરિશ પ્રેસ્બિટેરિયન મિશનના દરેક ભાઈઓની સામાન્ય મદદથી પ્રભુનાં કામમાં ઉત્સાહ ધરાવતાં નિઃસ્વાર્થપણે રાત્રીદિવસ પ્રયાસ કરીને મુંબઈમાં ગુજરાતી પ્રેસ્બિટેરિયન મંડળીની સ્થાપના કરી. તેને માટે અમો આ પ્રસંગે આપને ધન્યવાદ તથા મુબારકવાદી આપીએ છીએ.

અમો દિલગીરી સાથે કબુલ કરીએ છીએ, કે મંડળીના સભાસદો તરફથી આપના ભરણપોષણ માટે પુરતી મદદ નહિ મળવા છતાં આપે ઉપાડેલું કામ ખંતથી, ધીરજથી તથા તન, મન ને ધનથી નિભાવી રાખ્યું છે, એ ખરેખર પ્રસંસાપાત્ર છે.

આપનો મળતાવડો સ્વભાવ અને મિત્રાચારી ભરેલી વર્તણુક અને જે કિંમતી સલાહો વખતોવખત અમો પ્રત્યે દર્શાવ્યાં છે, તે અમોને આ પ્રસંગે બહુ યાદ આવે છે અને આપના આ સદ્ગુણોએ અમારા ઉપર જે ઉંડી અસર કરી છે, તે અમો કદી પણ વિસરીશું નહિ.

છેવટે આપ જે નવી જગ્યાએ પ્રભુના મહિમાના ફેલાવાને અર્થે જાઓ છો, ત્યાં પ્રભુ તેના આશીર્વાદ સાથે આપને બળ, બુદ્ધિ અને જ્ઞાન આપી આપને આપનાં કાર્યમાં સફળતા આપો. તથા આપને તેમજ આપના કુટુંબને આબાદી તથા દિર્ઘાયુષ્ય બક્ષો. એવી અમ સર્વની દિનદયાળ કિરતાર પાસે અંતઃકરણપૂર્વક વિનંતી છે, તે ઈશ્વરપિતા પૂર્ણ કરો. આમીન.

અમો છીએ મુંબઈની ગુજરાતી પ્રેસ્બિટેરિયન મંડળના ભાઇઓ."

સહી વિલ્સન ડેવિડ

તા. ૩૦ જુલાઈ ૧૯૧૫. ,, વિલ્યમ એલ. મેકવાન

## COPY FROM SILVER JUBILEE (25th) REPORT OF THE

# Ambroli Gujarati Church, Bombay.

Another year of grace we close with our hearts uplifted to God, and enter into a new one looking forward to further grace. With the close of the year we cannot help recalling to our minds several grateful reminiscences of the past; and these reminiscences are the special feature of the present report, which is the 25th. We echo the words contained in the prophecy of Zechariah: "Who hath despised the day of small things?" Twenty-five years ago when the congregation first came into existence it was indeed a day of small things: (*a*) a handful of people gathered for worship; (*b*) there was no proper house of prayer; (*c*) there was no pastor, no elder, and nothing like an organised body; and (*d*) a balance of Re. 1-7-1½ brought forward from unrecorded times was the only property of the congregation. But these small things were the seed of life, and the seed has now grown into a tree. One sowed, the other watered; but God gave the increase.

The honour of originating the idea of establishing a Gujarati Presbyterian Church in Bombay goes to the late **Mr. Chunilal Kripashanker Joshi (a worker of the I. P. Mission in Gujarat)**, and Mr. F. L. McAfee, B.A., and the Rev. A. S. Crichton. To give us a start, Mr. McAfee very kindly allowed the use of a room in his office to be "the upper room" for the congregation. Here the word was preached for some time. Mr. McAfee had been with this congregation from its very inception, and lovingly and cheerfully served as Clerk of the Kirk Session, and as a Member of the Finance Committee for a number of years until death separated him on the 13th of August, 1937.

# અંધેરીની ગુજરાતી મંડળીનો રૌપ્ય મહોત્સવ અંકમાંથી કૉપી

ઈશ્વરની કૃપાથી એક વરસ પૂરૂં કરીને બીજામાં પ્રવેશતાં આપણે ઈશ્વરનો ઉપકાર માનીએ ને નવા વરસમાં વિશેષ કૃપાની આશા રાખીએ. વર્ષની સમાપ્તિએ પાછલા સમયનું અવલોકન કરીએ છીએ, ત્યારે ભૂતકાળનાં કેટલાંક સંસ્મરણો યાદદાસ્તમાં આવ્યા વગર રહેતાં નથી. આ **પચ્ચીસમો અહેવાલ ખાસ કરીને એ સંસ્મરણોનો સંગ્રહ છે.** અત્રે ઝખાર્યાહ પ્રબોધકના શબ્દો યાદ આવે છે: "નાનાં કામોના દિવસને કોણે તુચ્છકાર્યો છે?" **પચ્ચીસ વર્ષ પર જ્યારે મંડળી હસ્તીમાં આવી ત્યારે** તે ખરેખર નાનાં કામોનોજ દિવસ હતો: (અ) માત્ર મુઠીભર માણસો પ્રાર્થના કરવા એકઠા થતા; (બ) **ખાસ ભજનસ્થાન જેવું કંઈ હતું નહિ; (ક) ન મળે કોઈ પાળક કે વડીલ, કે નહિ કંઈ વ્યવસ્થા જેવું;** અને (ડ) મંડળીની આખી મિલ્કતમાં રૂ. ૧–૭–૧ાા ની સિલક હતી, જે **ક્યારથી ચાલી આવી હશે** તેનું કંઈ લખાણ નથી. પરંતુ આ નાના કામો તો જીવતા બી સમાન હતાં, જે બી ઊગીને આજે ખાસું વૃક્ષ થએલું છે એ કે રોપ્યું, બીજાએ વાવ્યું; પણ દેવે ઊગાડ્યું.

**મુંબઈમાં ગુજરાતી પ્રેસ્બિટેરિયન મંડળી સ્થાપવાનો વિચાર પહેલવહેલો સ્વ. મિ. ચુનીલાલ કૃપાશંકર જોશી** (આઈ. પી. મિશનના એક કામદાર), **સ્વ. મિ. એફ. એલ. મેકાફી, બી.એ. અને રેવ. એ.એસ. ક્રાઇટનને સ્ફૂર્યો.** "એકઠા મળવા" માટે મેકાફી સાહેબે પોતાની ઓફિસ મંડળીને વાપરવા આપી અને તે ઓફિસ મંડળીની "ઉપલી મેડી" બની. થોડા સમય સુધી એજ મેડીમાં ભજનસેવા ચાલી. **આરંભથી જ મેકાફી સાહેબે આ મંડળીને ટેકો આપ્યો હતો,** અને તા. ૧૩–૮–૩૭ ને રોજ તેઓને ઉપર લઈ લેવામાં આવ્યા, ત્યાંસુધી અવારનવાર સેશનના કલાર્ક તરીકે તેમજ નાણાંવિષક સમિતિના સભાસદ તરીકે પ્રેમથી તથા આનંદથી તેઓએ મંડળીની સેવા કરી હતી.

---

# મુંબઈની અંગ્રેજી ગુજરાતી મંડળીની સ્થાપનાની ખરી બીના પ્રગટ કરવા વિષે ( હેન્ડબીલની કૉપી )

તા. ૪–૧–૪૧ ને રોજ મુંબઇમાં "અંગ્રેજી ગુજરાતી ચર્ચ" ની ૨૫ મી વાર્ષિક ઉજવણી (જ્યુબીલી) ઉજવવામાં આવી હતી. તે વખતે મંડળીની સ્થાપનાનો ૨૫ મો વાર્ષિક રિપાર્ટ પણ ગુજરાતી, અંગ્રેજીમાં પ્રગટ કરેલ છે.

આ રિપોર્ટ આખો વાંચી તથા જોઈ જતાં નીચેની બીના પર પ્રકાશ પાડવાની લેખિકાને ફરજ પડી છે.

૧ આ રિપોર્ટ તો ૨૫ મો (જ્યુબીલીનો) હોવાથી આગલા ૨૪ રિપોર્ટ કરતાં ખરી બીનાઓથી વધુ વૃદ્ધિમાન હોવો જોઇતો હતો.

૨ આ રિપોર્ટ તદ્દન એકતરફી, અપૂર્ણ, ખરી બીનાથી વેગળો, સ્થાપકનું તેમજ સ્થાપકને ખરેખરી હાર્દીક મદદ કરનારાઓનું હડહડતું અપમાન કરનારો માલમ પડે છે.

માટે ખરેખરી સત્ય હકીકત પ્રગટ કરતો લેખ યા તો ચોપડી હવે પછી સમાજને ખરે રસ્તે દોરવાની મતલબે પુરી તૈયારી સાથ પ્રગટ થશે.

આ વિષયમાં મારા કરતાં વધુ સત્ય હકીકત જાણનાર જો કોઈ વ્યક્તિ હોય, તો ચાલૂ માસની છેલ્લી તારીખ સુધીમાં નીચે સહી કરનારને જો લખી જણાવશે, તો ઘણા આભાર સાથે સ્વીકારવામાં આવશે. નહિ તો પછી હંમેશ માટે ચૂપ રહેવું.

૨૩૧, લેમિંગ્ટન રોડ,
મુંબઈ, ૭.
તા. ૧૧–૧–૪૧

નાનીબાઇ જીવાભાઈ
( હેડ મિસ્ટ્રેસ, મ્યુ. ગુ. ક. શાળા. )

## પ્રભુ ઇસુ તથા સમરૂનીબાઈ

બાઈ તને મળ્યું શું જીવનનું પાણી ?
બાઈ સુણો યાકુબના કુવાની કહાણી. ટેક.

ભુખ્યો, તૃષ્યો પ્રભુ બેઠો કુવા પર,
આવી એક સમરૂની શાણી.

પ્રભુ :— "બાઈ તમો મને કૃપા કરીને,
આપો તૃષ્યાને આ પાણી."—બાઈ૦ ૧

બાઈ :— "પાણી યહુદીને આપે સમરૂની,
વાત પ્રભુ આ નહિ સારી,
વિદેશી, વિધર્મી, અકર્મી ગણો તમે
વાણી મધુરી આ તારી."—બાઈ૦ ૨

પ્રભુ :— પાણી પૃથ્વીનાં આ પામર પ્રાણીઓને
લાગે ખોટાં, ખાટાં ખારાં,
જીવનનાં પાણી બાઈ માગ્યાં મફત મળે,
શિત્તળ, સર્વોત્તમ, સારાં !"—બાઈ૦ ૩

બાઇ :— "દોરી, લોટો નહિ તારી પાસે પ્રભુ
કુવા દુન્યાંના મહા ભારી,
યાકુબ અમારાથી મ્હોટો તું લાગે
એ તો પીને ગયા પરવારી !"—બાઈ૦ ૪

પ્રભુ :— "જીવનનાં પાણીનાં જીવન ઝરણ ઝરે
પૃથ્વી પાણી નહિ પાતાળી
પાણી પીએ, 'પાણી !' 'પાણી !' પોકારે
તર્ષથી તલ્પે તત્કાળી !"—બાઇ૦ ૫

બાઈ :— "ખ્રિસ્ત ખરેખર તું ઈસુ નાઝારી,
દીલની વાત કહું મ્હારી,
શાલેમ મંદીરે શું પ્રભુ · પધારે ?
જગ્યા ગેરેઝીમ પ્યારી."—બાઈ૦ ૬

પ્રભુ :— "મંદીર, મશીદો ને દરઘા, દહેરામાં,
પ્રભુ રહેતા નથી . ૭ બાઈ,
પ્રભુ પુજારીને જગ્યા ન જોઇએ,
ઈશ્વર છે આત્મા હવાઇ !"—બાઈ૦ ૭

"જાદુઈ જમાનો એ બદલાઈ ગયો હવે,
પ્રભુ મળે મ્હોડા મ્હોડે !
પ્રભુ પધારે અમ્મર આત્માપુર,
વચ્ચેવાળા આંખો ચોળે !"—બાઈ૦ ૮

કર્તા—સિઓની

# પ્રસ્તાવના

આ લઘુ પુસ્તિકા લખવાનો મારો હેતુ કોઈ વિદ્વાન, યા તો પંડિતાની હરોળમાં લેખાવાનો નથી. યા તો કોઈનાં કરેલાં કામોને ઉતારી પાડવાનો નથી.

પણ "અંબોલી ગુજરાતી મંડળી"ની કહેવાતી સીલ્વર જ્યુબિલિ પ્રગટ કરતો ૧૯૪૦ નો હેવાલ પ્રકાશિત થયો છે, તે રિપોર્ટમાં વાંધાભરી તથા સત્યથી વેગળી કેટલી બાબત છે, કે જે સમાજને ખરી બીનાથી અંધકારમાં રાખવા કારણભૂત છે.

તે આ મુજબ " પચ્ચીસ વર્ષ પર જ્યારે મંડળી હસ્તીમાં આવી...અને ખાસ ભજનસ્થાન જેવું કંઈ હતું નહિ. ન મળે પાળક કે નહિ કંઈ વ્યવસ્થા જેવું "...તેમજ મુંબઈમાં પ્રેસ્બિટેરિયન મંડળી સ્થાપવાનો વિચાર પહેલ વહેલો સ્વ. મિ. ચુનીલાલ કૃપાશંકર જોષી, સ્વ. મિ. એફ. એલ. મેકાફી, બી. એ. અને રેવ. એ. એસ. કાઈટને સ્ફૂર્યો " ( જુઓ—અંબોલી ગુજરાતી મંડળીનો રૌપ્ય મહોત્સવ અંક પૃ. ૧ ) આ મંડળીના સ્થાપક મિ. ચુનીલાલ કૃપાશંકર જોશીની હું અર્ધાંગના તથા મેમ્બરો એકત્ર કરવામાં અને આર્થિક બાબતમાં મુખ્ય મદદગાર હોવાથી સત્યને સચોટ હકીકત જણાવી શકવાનો હક ધરાવું છું.

આ મંડળી " પચ્ચીસ " નહિ પણ ઓગણત્રીસ વર્ષ પર ( ૧-૭-૧૯૧૧ ) હસ્તીમાં આવી છે. આ ભૂલભરી ગણતરી પર સત્ય પ્રકાશ પાડવા ખાતર આ પુસ્તક લખવું પડયું છે. મંડળીની સ્થાપનાને પચ્ચીસ નહિ, પણ ઓગણત્રીસ વરસ થયાં છે, તેની આ પુસ્તક પુરૂં વાંચવાથી ખાતરી થશે. "ખાસ ભજનસ્થાન" મ. મિ. મેકાફી સાહેબની હોર્નબી રોડ, કોટ, મુંબઇની ઑફીસ હતી. બાદ એકાદ વરસ પછી ૧૯૧૨-૧૩ માં હાલનું અંબોલી ( સ્કોટીશ ફ્રી ચર્ચ ) દેવળ ભજન-સેવા માટે મળ્યું હતું.

" પાળક " માં વૉડબીરોડ દેવળના મ. રે. આર. એમ. ગ્રે સાહેબ પવિત્ર સંસ્કાર પળાવતા હતા. તેઓ મોડરેટર હતા. મારા પ્રથમ પુત્ર વૉલ્ટરનું બાપ્તિસ્મા પણ તેજ દેવળમાં તેજ સાહેબે આપ્યું હતું.

" વ્યવસ્થામાં " મ. ચુનીલાલ કૃપાશંકર જોષી પોતે લાઇસન્શીએટ હોવાથી ભજન સેવા ચલાવતા હતા. તેમજ કાર્યવાહક કમિટિ પણ આ પુસ્તકમાં લખવામાં આવી છે. " મંડળી સ્થાપવાનો પહેલ વહેલો વિચાર ત્રણ વ્યક્તિઓને કદીજ આવ્યો નથી. છેલ્લા બે યૂરોપિયનો મિ. મેકાફી અને રેવ. કાયટન તો વરસોથી મુંબઇમાં રહેતા હતાજ. તેમના દિલમાં કોઈ દિવસ સ્વતંત્ર ગુજરાતી મંડળી સ્થાપવાનો વિચાર એકદમ થઈ આવે, તે વાત ખરી નથી.

ઈશ્વરના માર્ગો તથા વિચારો અકળિત છે. તેની પ્રેરણા—મદદથીજ "મુંબઈમાં મારે ગુજરાતી પ્રેસ્બિટેરિઅન મંડળી સ્થાપવીજ." આવા દૃઢ નિશ્ચયથી મિ. ચુનીલાલ કૃપાશંકર જોશીએ ગુજરાતમાંની મુખ્ય કામદારની માનવંત પદવી પરની જગાનું રાજીનામું આપી દઈ, મુંબઈ આવી આ મંડળી સ્થાપી.

ત્રીસેક મેમ્બરોની સારી સંખ્યા થયા બાદ કેટલાક વખત પછી મિ. મેકાફી સાહેબની મદદ માગી. તેમણે પ્રાર્થના કરવા સારૂ પોતાની ઑફીસ આપી. એક વરસ બાદ રૂપીઆ દશ મદદ આપી. બાદ દેવળની સગવડ કરી આપી. આ દેવળ અપાવવામાં સ્વ. રેવ. ડૉ. મેકીકન સાહેબ ( વિલ્સન કૉલેજના પ્રિન્સીપલ ) તથા મિ. બી. વાય. ખ્રિસ્તી, મુખ્ય હતા.

૧૯૪૦ માં સીલ્વર જ્યુબિલિનો રિપોર્ટ ઘડતી વખતે કોઈપણ એક સભ્યે, આ મંડળી સ્થાપવાની, ખરી બીના જાહેર કરવા પુષ્કળ સાધનો છેજ. જે પૈકી થોડીજ શોધખોળ કરી હોત, તો પરિણામ કંઈક શુભજ આવતે. મુંબઈમાં તેમજ બહારગામ આ મંડળીના સ્થાપકો તથા સંચાલકો જીવતા જાગતા સારી સારી પદવીઓ ભોગવતા, ઉચ્ચ કેળવણી પામેલા સશક્ત ને હયાત છે તે સર્વે કોઇને ખબર છેજ. તેમની થોડીજ સલાહ કે મદદ જો લીધી હોત કે લેવાની પરવા કરી હોત, તો આ દિવસ ના આવત; કે જેના પરિણામમાં, મારી આ નાદુરસ્ત તબીયત, નોકરીનો બોજો તથા બીજી ઘણી ઉપાધીઓ છતાં, આ નવી ઉપાધી સમાજના તથા આઈ. પી. ના ખાધેલા લૂણને અંગે મોટા ખર્ચમાં ઉતરી, અસંખ્ય ટીકાઓ ( મારા ધારવા પ્રમાણે ) વચ્ચે, મારે આ લખવાની ફરજની મુશ્કેલીમાં ઈચ્છા વિરૂદ્ધ ઉતરવું પડયું છે, તે કદાપિજ ન બનતે.

આ બધાં સબળ કારણોને અંગે, મારે જ્યારે આ લખવાની ફરજજ પડી છે, તો પછી સાથે સાથે, બીજી અગત્યતા મારે સમજાવવીજ જોઈએ. તે એ કે, કેટલીક મંડળીઓનાં ઉત્પાદન હું જાણું છું. જેના ચણતર નાના, તથા ડામાડોળ પાયા પર ચણેલાં છતાં તે આગળ જતાં, અભેદ્ય કિલ્લા સમ દૃષ્ટિગોચર થયાં છે. જેમ કે, એમ. ઈ. મિશન. તેજ મુજબ, આ મંડળી, કે જે ઈશ્વરની દોરવણી તથા કૃપા પર અવલંબી હતી. આગળ જતાં બહોળો ફેલાવો પામી, તેની માર્ફતે, ઈશ્વર ઘણી દેશજાતિઓને તેમાં સમેટશે; આ શુભ ધ્યેય આગળ ધરી, કયા કયા સંચાલકોએ, ભારે પરિશ્રમ વેઠી, વૃદ્ધિ માટે અવર્ણનીય શ્રમ કર્યો છે; તેની સત્ય ઘટના વિશ્વાસુપણે પ્રગટ કરવાના હેતુને પણ સ્થાન આપવામાં આવ્યું છે.

આમાં કોઈપણ વિશ્વાસુ વ્યક્તિ બાતલ રહી ના જાય, તેની જોઈતી સર્વ તકેદારી કાગળો મારફતે, રૂબરૂ મુલાકાતદ્વારે, ઘરેઘર પૂછપરછવડે, રેલવેની મુસાફરી કરીને તથા આ પુસ્તકમાં આપેલા નમુના મુજબનાં હેન્ડબીલો મોકલાવીને પુરી

રાખવામાં આવી છે. છતાં કોઈ રહી જવા પામ્યાં હોય, તો મને લાચારીમાં ખપાવી, ઉદાર દિલથી માફી આપશો, એવી વિનંતી ગુજારૂં છું.

તેમજ ફોટાઓ પૈકી, જેમના ફોટા ઘણી મહેનત કર્યાં છતાં, મેળવી શકી નથી. તેમના ફોટા હું મૂકી શકી નથી. આટલું કર્યાં છતાં જો કોઈ ઉણપ લાગે, તો તે મારા જ્ઞાનની ઉણપ ગણી લેવી.

આ લેખ લખતાં પહેલાં મારા કેટલાક મિત્રો તથા સ્નેહીઓએ, આ ન લખવાની સૂચના કરી. તેમનું કહેવું એ હતું, કે "દુનિયા દોરંગી છે, કોઈ અનુમોદન દેશે, કોઈ ટીકા કરશે." મેં તેમના મનનું સમાધાન એ રીતે કર્યું કે, દરેક માણસે પોતે જેવાં હોઈએ, યા હતાં, તેવાં સમાજ આગળ ચીતરાવાની માત્ર ટીકાખાતર ડરપોક બનવું, તે મારી માન્યતાથી વિરૂદ્ધ છે. પણ તેથી ઉલટું. પોતે જેવાં હતાં, યા ચાલુ વર્તનમાંએ તેવાં ને તેવાંજ રહી, ઉપરથી દંભી બનવા પ્રયત્ન કરવા તેનેજ હું તો ટીકાપાત્ર લેખું છું. વળી તેમ કરવામાં જો હું કોઈના મહાભોગ આપીને મેળવેલા કિલ્લા, સર કરી લેતી હોઉં, તો બીન શરતે તે પાછા આપી દેવાની ખાતરી આપું છું. જે કામની વ્યાખ્યા, ઈશ્વર સમક્ષ "પાપ" ની ગણનામાં ગણાય છે તેજ કામ માત્ર ના કરવું. તે ઉપરાંત આ મંડળી સ્થાપવાનો જે ખાસ હેતુ હતો, તે માર્યો જતો દેખાય; વળી જે પોતાનીજ સુરજ જેવી સત્ય બીનાને, અસત્યરૂપી છાબ તળે ઢંકાઈ જતી નજરે જુએ, છતાં આંખ મીંચામણાં કરે, તો તે વ્યકિત, બીજાંને કદી અન્યાયમાં તણાતાં જોઇને, શી રીતે તેમને ન્યાય અપાવવા વ્હારે ધારશે? તેમજ જે પોતાને સન્માન ( સાચુ માન ) આપી જાણતું નથી, ને પોતાની જાતને સૌની નીચે વિના કારણે, માત્ર પોતાના આત્મબળને નિર્માલ્યતામાં તણાવા દે છે, તે બીજો સામો માણસ, કે જે ગમે તેવો માનનીય હોય, છતાં તેને સન્માન કઈ રીતે આપશે ? જે પોતાની જાતને સન્માન ( ખરૂંજ હોય તેજ) દેતું નથી, તે પોતા વિષે અન્યાય કરે છે. આ મારી માન્યતા.

ઈશાક મંઝીલ,
લેમિંગ્ટન રોડ, મુંબઈ ૭.
તા. ૧૯ એપ્રિલ ૧૯૪૧

નાનીબાઈ જીવાભાઈ
(હેડ મિસ્ટ્રેસ, મ્યુ. ગુ. ખડક કન્યા શાળા),
મુમ્બઈ ૩.

# સાંકળીઉં

# પ્રકરણ ૧ લું
# સ્થાપકનું ખ્રિસ્તી બનવું

મુંબઈમાં સને ૧૯૧૧ ની સાલ પહેલાં આઇરીશ પ્રેસ્બિટેરિયન મંડળીનું નામનિશાન ન હતું. તે મંડળીની સ્થાપના કેવા વિચિત્ર સંજોગો વચ્ચે થઈ છે, તેની ટુંકી હકીકત હું આ પુસ્તકદ્વારા રજુ કરૂં છું.

આ મંડળીના પ્રથમ સ્થાપક કેવી નવાઈ જેવી ચમત્કારિક રીતે ખ્રિસ્તી બન્યા, તેની ટુંકી હકીકત જણાવીશ તે અસ્થાને નહિ લેખાય.

પ્રેસ્બિટેરિયન મંડળીના પ્રથમ સ્થાપક મિ. ચુનીલાલ કૃપાશંકર મુળજીભાઈ ગંગારામ જોશીનો જન્મ સને ૧૮૮૧ ની સાલમાં પ્રાંતિજ પાસે આવેલા હરસોલ નામે ગામમાં થયો હતો. તેઓ જાતે યજુરવેદી બ્રાહ્મણ હતા. તેમની ન્યાતમાં કોઈક ન્યાતબહાર કાઢેલાની ચૉરી (લગ્નક્રિયા) તેમણે માંડેલી, તેથી સમસ્ત ન્યાતે તેમને ન્યાતબહાર મૂકયા. આ અપમાનથી ગુસ્સે થઈ, તેઓ પ્રાંતિજ આવી, લગભગ સને ૧૮૯૬ ની સાલમાં—રેવ. જે. એસ. સ્ટીવનસન સાહેબના વખતમાં—ખ્રિસ્તી ધર્મના અનુયાયી બન્યા. એથી ગામલોકે તેમનાં માતુશ્રી આનંદીબેન તથા બેન ઉમીયાબાઈ (કંકુબાઈ) તથા કાકાશ્રી વાસુદેવ મુળજીભાઇની ભારે સતાવણી કરી. આથી કંટાળી આ ત્રણે જણાં રાતોરાત ગાડામાં સામાન ભરી પ્રાંતિજ ચાલી આવ્યાં. (વાસુદેવ મુળજીભાઈ હમણાં જ બેએક વરસની વાતમાંજ ૮૨ વરસનું લાંબુ આયુષ્ય ભોગવી ઉપદેશકનું કામ કરતા કરતાજ ગુજરી ગયા.) સરસામાન પ્રાંતિજ તો આવ્યો; પણ ઘર ખુલ્લું મૂકી તેઓ નાસી આવેલાં હોવાથી, મિ. ચુનીલાલ તેને તાળું દેવા પાછા હરસોલ ગયા. પણ ગામલોકે તેમને પકડી, ઈચ્છાવિરૂદ્ધ પાયશ્ચિત કરી કેદી જેવા બનાવ્યા. આ વાતની જાણ રેવ. સ્ટીવનસન સાહેબને થતાં તેઓ હરસોલ દોડી ગયા. ત્યાં ગામલોકે ભારે હુલ્લડ મચાવ્યું. મારામારીમાં પાદરી સાહેબને માથામાં સખત ફટકો પડયો ને લોહીની ધારા છુટી. મિ. ચુનીલાલે પોતાના ખભા પરથી ખેસ કાઢી, સાહેબના માથા પર પાટો બાંધી દીધો, અને લોકની નજર ચૂકાવી, પોતાની "ચતુરા" નામની રજવાડી ને પાણીદાર ઘોડી, કે જે તેમના પિત્રાઈ ભાઇને બારણે બાંધી હતી તે લેવા દોડ્યા. આ ઘોડીએ પોતાના જુવાન સ્વારને ઘણે દિવસે આવતા લાંબેથી જોઈ, તે ખીલા તથા લગામ સાથે દોડીને તેમને સુંઘવા મંડી પડી. તે તકનો લાભ લઈ, પાદરી સાહેબને ઘોડી પર નાખી, પવનવેગે બંને જણા પ્રાંતિજ ભેગા થયા. આ વખતે સાહેબ કુંવારા હતા.

---



ડિવિનિટિ કૉલેજ

## પ્રકરણ ૨ જું

# શિક્ષણ, નોકરી, રાજીનામું અને મુંબઈ તરફ રવાનગી

ઘરની બાદશાહી છોડ્યા પછી ખ્રિસ્તી ધર્મનું શિક્ષણ તેમણે ઝપાટાબંધ શરૂ કર્યું. તેમને છપ્પનીયામાંથી આવેલા છોકરાઓની હોસ્ટલ પર હાઊસમાસ્તર નિમ્યા. તે સિવાય તેઓ ઉપદેશ કરવા પણ જતા હતા. તેઓ ગર્ભશ્રીમંત હોવાથી દરેક જાતનું શિક્ષણ ઝટ આટોપી લેવાથી સાહેબે તેમને અમદાવાદની ડિવિનિટિ કૉલેજમાં મોકલ્યા. ત્યાંનો અભ્યાસ પૂરો કરી, પહેલે નંબરે પાસ થઈ તેઓએ લાયસન્સ મેળવ્યું.

કૉલેજમાંથી આવ્યા બાદ તેમને ઘણી જુદી જુદી મંડળીઓમાં કામદાર નિમ્યા. છેલ્લે ખંભાતમાં રેવ. આર. બોયડ સાહેબના તાબામાં મુખ્ય કામદાર તરીકે કામ કરતા હતા. ત્યાંથી તેમની બદલી ૧૯૧૦ ના ડિસેમ્બરમાં ભરૂચ ગામે કરવામાં આવી. ત્યાં જવા તેઓ નાખુશ થયા. ભરૂચ ન જતાં "કોઈપણ સ્થળે જઈ આઈ. પી. ની સ્વતંત્ર મંડળી સ્થાપવી," એવો પવન ભરાયો. જેના આવેશમાં પોતાની જગાનું રાજીનામું આપી દઈ તેમની દૃષ્ટિ મુંબઈ તરફ વળી. ત્યાં જવા નીકળ્યા. મુસાફરીમાં એક લાકડી તથા પોતાનું બાઇબલ માત્ર લીધાં. અર્ધે રસ્તે પૈસા ખૂટી જવાથી બિલાડ સ્ટેશને ઉતર્યા. ( ત્યાંથી મને ખંભાત કાગળ લખ્યો ) સ્ટેશન પર એક ખ્રિસ્તી માણસ ચોપડીઓ વેચનાર હતો, તેને પોતાની વિગત કહી. આ ભલા ભાઇએ, તેમને પોતાનાં મિશનેરી બાનુ પાસે લઈ જઈ, મદદ માટેની ભલામણ કરી. આ મિશનેરી બાનુએ તેમનું જબરજસ્ત તથા કસાએલું શરીર જોઈ, સલાહ આપી કે "આ મારા બગીચામાં પુષ્કળ કલમી આંબા છે, તેમાંના ફક્ત બાર આંબાને ખોદી, ખાતર પાણી પાઈ, રોપી આપો તો મદદ કરૂં." ત્રણેક આંબા રોપ્યા બાદ, તેમના હાથે છાલાં પડયાં, તેથી માળીનાં ઓજારો માલીકને સોંપી, બાનુને સાહેબજી કરી, એક પણ પાઈ પામ્યા વગર, સીધો સ્ટેશનનો રસ્તો લીધો. સ્ટેશને આવી, સ્ટેશન માસ્તરને પોતાની જરૂર જણાવી. તેમના હાથમાં માત્ર એક લાકડી તથા બાઈબલ જોઈ, આ માસ્તરને દયા આવી. તેમણે ગાર્ડને ભલામણ કરી મુંબઈ સુધી રવાના કર્યાં.

મુંબઈમાં અપરિચિત શહેરમાં કયાં જાય? પણ રેવ. લક્ષ્મણ હરિભાઈનું નામ તથા પત્તો તેમને મોંએ હતો. તે વધારે પૂછતા પૂછતા (હાલની આ મંડળીઓના પાળકોની જાહોજલાલી સાથે આ વાત સરખાવો.) તેમને મુકામે ગયા. પોતાની થોડીક બીના કહી, સુરતના બે ત્રણ ભાઇઓના નામ કહી. પત્તો માગ્યો, તેજ વેળા ઈશ્વરેજ એક ભાઇને પ્રેરણા કરી, તેઓ (જોન ધનજી) બોલ્યા, કે "તમે

સુલેમાન આશા (હાલના રેવ. જેકબ એ. જોવીઅલના મોટાભાઈ) ને ઓળખો છો? ચાલો, હું તેમને ઘેર લઈ જાઉં." આ ભાઈ પરોણાગત કરવામાં તથા દરેક પ્રવૃત્તિમાં આગળ પડતો ભાગ લેનાર તથા મિ. ચુનિલાલના ઓળખીતા હોવાથી બહુજ ખુશીથી તેમનો આવકાર કર્યો. તેઓ જાતે ચરોત્તર (પંડોળી)ના તથા બોરસદના આઈ. પી. મિશનના ધર્મચુસ્ત લોહીવાળા હોવાથી, બીજા ઘણા ભાઈઓની વિશેષે કરીને સુરતના ભાઇઓની મુલાકાત કરાવી. આ પૈકી પોતાના જૂના ને જાણીતા મિત્ર મિ. લાજરસ પૉલ (મુળીબાઈ પૉલના મોટા દીકરા) ને જોઈ તેમની મુલાકાતથી તો સ્વતંત્ર મંડળી સ્થાપવાની ધગસને વધુ પુષ્ટિ મળી. (મિ. ચુનિલાલ સુરતમાં કામદાર હતા, ત્યારની જુની ઓળખ.) લગભગ બાર દિવસ સુધી, આ ભાઈઓ સાથે જુદે જુદે સ્થળે ફરી, ગુજરાતના પ્રેસ્બિટેરિયન ભાઇઓને પોતાના વિચાર જણાવી; તેમની સહાનુભૂતિ મેળવી. તેરમે દિવસે રેવ. લક્ષ્મણ હરી પાદરી સાહેબ પાસે જઈ પોતાને મુંબઈ તરફ આવવાનો ઈરાદો સવિસ્તર કહી સંભળાવ્યો. પાદરી સાહેબે થંડે કલેજે સલાહ આપી, કે 'તે કરતાં મારી સી. એમ. એસ. મંડળીમાં જોડાઓ તો શું ખોટું?' આતો "રડતાંને પિયરીયાં મળ્યાં" જેવું થયું. તેજ વખતે તેમની નોકરી સ્વીકારી મુંબઈ પાછા આવવાનું વચન આપી ખંભાત આવ્યા.

---

## પ્રકરણ ૩ જું

# અનુમોદન દેનાર મંડળ

તેઓ પોતાનો સામાન લઈ પોતાના સગા પ્રમાણીકભાઈ ગીરધરભાઈ રૂપજીને ત્યાં જંત્રાલ જઇ રહ્યા. ત્યાં બેઠે બેઠે પોતાના જેવાજ સ્વતંત્ર વિચારના તેમના જુના મિત્રો પર કાગળો લખી, તેમના વિચારો જાણ્યા. જે પૈકી મુખ્ય મિ. યાકુબ ગોપાળભાઈ, રેવ. કહાનજી માધવજી રત્નગ્રાહી (તેમના સગા બનેવી), ડૉ. દલપત મકનભાઈ, રેવ. લાજરસ તેજપાળ, ભાવનગર સ્ટેટના નામદાર મહારાજા સાહેબના બાહોશ ડૉ. નવલકિશોર, પોતાના માનીતા પ્રિન્સિપાલ રેવ. ડૉ. ટેલર સાહેબ તથા રેવ. ડૉ. સ્કોટ સાહેબ મુખ્ય હતા. આ છેલ્લા બે મિશનેરી સિવાય, બીજા બધાની સલાહ પોતાને રૂચતી આવી. જે દિવસે મુંબઇ જવાનું ઠર્યું, તેને આગલે દિવસે એટલે તા. ૨૨-૪-૧૧ ને રોજ અમોને ઈશ્વરે પુત્રદાન આપવાથી જવાનું મુલતવી રાખી, તા. ૧ જૂન ૧૯૧૧ ને રોજ મુંબઈને ઉંબરે ખડા થયા.

## પ્રકરણ ૪ થું

# સી. એમ. એસ. ના ઉપદેશક તથા રાજીનામું

તા૦ ૧ લી જૂન ૧૯૧૧ થી સી. એમ. એસ.ની નોકરી પર ચઢી, પાદરી સાહેબ સાથે ઉપદેશ કરવા તથા મુલાકાતે જતા હતા; પણ રાતનો વખત તો પોતીકા બાપનો ગણી સાંજના ૬ થી રાતના ૧–૨ વાગ્યા સુધી પ્રેસ્બિટેરિયન મિશનના ભાઇઓની મુલાકાત લેતા હતા. મુંબઈની ગલી ગલીએ ને ખૂણે ખૂણે, વિશેષે કરીને ડૅાકમાં કે જ્યાં પ્રાંતિજ મિશનમાંથી ઘણા છોકરા મુંબઇ નાસી આવ્યા હતા, તેમની ખોજ કર્યા કરતા હતા. તેઓ દરરોજ આમ રાતે ૧–૨ વાગે કંપાઉન્ડમાં આવે છે, તેનો શક પાદરી સાહેબને પડી ગયો હતો. તેથી તેમની સાથે વિશ્વાસઘાત ન થાય ધારી, તેમણે તેમને સાફ સાફ વાત જણાવી દીધી, કે "મારો વિચાર તો મુંબઈમાં પ્રેસ્બિટેરિયન ગુજરાતી સ્વતંત્ર મંડળી સ્થાપવાનોજ છે, તેમાં પ્રતિકુળ સંજોગો મને કદીજ અનુકૂળ થવાના નથી. આ એક સાહસિક કામ છે, તે હું સમજું છું. આ કામ વિકટ તથા મુસીબતોથી ભરેલું હોવું જોઇએજ. એ તો જગતના ઇતિહાસો સાક્ષી પુરે છે." પાદરી સાહેબે મિઠાશથી તેમને બીન પગારથી ઘરખર્ચની, મુંબઈની મોંઘવારીની ને અંગ્રેજી જ્ઞાનની ઉણપની ઘણી કિંમતી સલાહ આપી. પણ તેઓ પોતાના વિચારમાં કાયમ રહ્યા.

## મુંબઇની ગુજરાતી પ્રેસ્બિટેરિયન મંડળીની સ્થાપના

તા. ૩૦ મી જૂન ૧૯૧૧ ને રોજ સી. એમ. એસ. માંથી રાજીનામું દઈ દીધું ને પોતાના સાથીઓને એકઠા કરી, તા. ૧ લી જુલાઈ ૧૯૧૧ ને રોજ " મુંબઈ ગુજરાતી પ્રેસ્બિટેરિયન મંડળી " ( હાલની અંબોલી ગુજરાતી મંડળી ) ની સ્થાપના કરી.

## પ્રકરણ ૫ મું

# મિ. એફ. એલ. મેકાફીની મુલાકાત



મિ. એફ. એલ. મેકાફીની

આ કામ ચલાવવા મેમ્બરોની સારી જેવી સંખ્યા એકઠી થઈ, પણ રવિવારે પ્રાર્થના કરવા ભજન-સ્થાનની ઉણપ જણાઈ. એક–બે રવિવાર અમારા ઘરમાં બંદોબસ્ત કરી લીધો. પછીથી કેટલાક ભાઈઓ એકઠા થઈ મિ. મેકાફી સાહેબની મુલાકાતે તેમના મુકામે (ગ્રાન્ટ બિલ્ડીંગ, બ્લૉક નં. ૬, કોલાબા, મુંબઈ) ગયા. તેમને મળીને સવિસ્તર બીના સમજાવી. મુંબઈમાં જેઓ ગુજરાતથી આવી ચઢે છે, તેમને ઘરની, દેવળની, પાદરીની, સગાંસ્નેહીની, નોકરીધંધાની વગેરેની કેવી કેવી હાડમારી ભોગવવી પડે છે, તેનું ઉત્તમ બ્યાન કર્યું. આ ઉંચ સેવાભાવિ સેવક, પોતે આઈ. પી. મિશનની હાઈસ્કૂલ અમદાવાદમાં હેડમાસ્તર હતા. અને આનાં જેવાં કંઈક કારણોસર રાજીનામું દઈ, મુંબઈ ચાલી આવી પોતાનો સ્વતંત્ર ધંધો શરૂ કરેલો, જેથી પોતીકી ગત તરત ખ્યાલમાં આવી ગઈ. આ સાહેબ ગુજરાતીઓ તરફ ઘણાજ માયાળુ હતા. તેમણે ઘણાએક ગુજરાતીઓને જાતજાતની મદદ અનેકવાર આપેલી, તેમ કરવામાં પુષ્કળ વેળા કડવા અનુભવ ચાખવા પડેલા. તેમજ ઘણું સહન પણ કરવું પડ્યું હતું. તેથી "દુધથી દાઝેલું છાશ ફુંકીને પીએ" એ કહેવતવાળી વાત આ વખતે આવી મળી હતી; તો પણ તેમના દિલમાં ઉંચસેવા ઉદ્ભવી. તેઓ બોલ્યા, કે "આવા વીસ પચ્ચીસ માણસોની ટોળી જોઈ મને આનંદ થાય છે. તમારે માટે મારાથી બનતું કરીશ. ત્રણ-ચાર મહિના તમારા કામનો તેની હયાતી યા સ્થિરતા બાબત અનુભવ-ખાતરી થાય, તે પછી નાણાંકીય મદદ કરીશ; પણ હાલ તરત માટે મારી ઓફીસ પ્રાર્થના માટે વાપરવા ખુશીથી આપું છું." આ જરૂરી મદદ મળવાથી ઈશ્વરનો પાડ માની, સ્વતંત્ર મંડળી સ્થાપવાના કોડને થંડાં પાણી સિંચાયાં.

---

## પ્રકરણ ૬ ઠું

# મુંબઇના સહકારી સજ્જનોનાં સ્મરણનો સંગ્રહ

આ વખતમાં તેમની પાસે કશાંજ સાધન ન હતાં. પણ મંડળીની ઈમારત ચણવા ઈશ્વરે બાહોશ, વિશ્વાસુ ને ખંતીલા ચાર સ્તંભ ઉભા કર્યા. સૌથી પ્રથમ સ્તંભ મિ. લાજરસ પૉલ, ( મુળીબાઈ પૉલના દીકરા, સુરત ) બીજા મિ. દાનિએલ કાળીદાસ, ( અજલપરાના રહીશ અને અમેરિકન મિશનનાં લેડી ડૉ. ગુરુબાઈ કરમરકના કંપાઉન્ડર ) મિ. સુલેમાન આશાભાઈ, મિ. એમ. એસ. બેન્જામીન, (બોરસદના રાસગામના પટેલ. પાછળથી આ મંડળીના વડિલ ) તે ઉપરાંત આ થાંભલાને ટક્કર રાખવા, મદદ કરવા બીજા વિશ્વાસુ સેવકો મિ. જેકબ દાનિએલ, ( સુરતના તેઓ આજ સુધી હજી આ મંડળીમાં ટકેલા છે ) મિ. ફિલેમાન દાનિએલ, ( સુરત મિ. જેકબના નાનાભાઈ તેઓ પણ હયાત છે) મિ. દેશાઈ બગડભાઈ, (રાણીપુરના) મિ. જોન ડાહ્યાભાઈ, ( સેક્રેટરી ને ઘોઘાના રહીશ ) મિ. વૉલ્ટર પૉલ, ( બેન મોંઘીબાઈના ભાઇ ) મિ. પ્રતાપસિંહ આશિષભાઈ, ( હાલ સુરતમાં ) મિ. ચોહાન પીતરભાઈ,



મ. લાજરસ પૉલ



મ. સુલેમાન આશાભાઈ



મી. વિલ્યમ એલ. મેકવાન ( સુરત ).



મ. જોન ડાહ્યાભાઈ

મિ. વિલ્યમ એલ. મેકવાન, ( ટ્રેઝરર, ભાળજના-હાલ અમદાવાદ છે ) મિ. હિંમતલાલ આશીર્વાદ, ( હાલ ચાલુ આ મંડળીના પાળક ) મિ. કે. એ. ડેવિડ, ( મુળીભાઈ પૉલના ભાઈ, સુરત ) મિ. પિટર પૉલ, ( મુળીબાઈ પૉલના નાના દીકરા—હાલ દાહોદમાં વડિલ છે ) મિ. એલ. જે. ફ્રાન્સિસ, લેખિકાના સગા નાનાભાઈ—પાછળથી આ મંડળીના વડિલ ) મિ. બેચર કરસનદાસ, ( અમદાવાદ ) મિ. જે. કારસન, ( અમદાવાદ ) મિ. એડગર હેનરી ( વાલેસપુર ), મિ. એમ. બી. જસ્ટીન, ( હાલ ભાવનગર છે ) મિ. જેમ્સ હેરિ, ( હાલ સુરત ) મિ. જોન ધનજી (રાણીપુર ), વડિલ મિ. વિલ્સન ડેવિડ, અ. ટ્રાફિક સુ. બી. બી. આર. (સુરત) મિ. સી. કે. ચાર્લ્સ, ( ડીસા કેમ્પ ) મી. છગનલાલ ખાનદાસ.

ગોદીમાંથી સાત-આઠ પ્રાંતિજક મિશનના નાંડેલા તથા મી. જોશીએ શોધી કાઢેલા છોકરાઓ ( નામ યાદ નથી. ) તે ઉપરાંત કેટલીક ભાવિક બાઈઓએ પણ પોતાનો સુંદર ફાળો આપ્યો હતો. હું પોતે બેન એલીસબાઈ ભીખાભાઈ પટેલ, ( બોરસદ પછી અજમેર ) બેન જેનબાઈ ભીખાભાઈ પટેલ, ( હાલ સી. એમ. એસ. માં જાય છે ને હાલ હયાત છે. તેઓ દરેક પ્રવૃત્તિઓમાં અગ્રેસર ફાળો આપે છે ) બેન સાબાબાઈ સુલેમાન આશાભાઈ, બેન હાન્નાહબાઈ જેકબભાઈ, ( સુરત ) બેન કુંકુબાઈ ડેવિડ, (મિ. વિલ્સન ડેવિડનાં માતુશ્રી) ગોદીમાંના બે છોકરાઓની બૈરીઓ ( નામ યાદ નથી ), બેન રતનબાઈ ( વિલિ નારણનાં માતુશ્રી ).


મ. એલીસબાઈ ભીખાભાઈ

## પ્રકરણ ૭ મું

# સ્થાપકનો ગુજારો.

આ મેડી પર દૂર દૂરથી આસ્તીકો ટ્રામ, ટ્રેન તથા પગપાળે આવતાં હતાં. આ ભજનવેળા જે ઉઘરાણું ( ૨ા-૩ આના વધુમાં વધુ ૧૦-૧૨ આના ) એકઠું થતું હતું, તેજ અમારો પગાર. ( આ પગાર સાથે એજ મંડળીના હાલના પાસ્ટરનો પગાર રૂ. ૧૩૦ સરખાવશો. ) આ રકમ એટલી નજીવ થતી, કે બીજો

રવિવાર આવે ને ફરી ઉઘરાણું થતું, ત્યારે પૈસાનું હું મોં જોવા પામતી હતી. આમ મહા મુશિબતે ઘરખર્ચ અર્ધભૂખે ચલાવ્યો છે. જ્યારે પેટનાં પોષણની આ સ્થિતિ, ત્યારે ઘરભાડાનું પૂછવુંજ શું? એકવાર તો લાગલગાટ ત્રણ માસ સુધી ઘરભાડું ચઢી ગયું. ઘર પર ટાંચ આવી. પણ ભૈયો અમારી હાલતથી વાકેફગાર હતો. (તે હજી જીવે છે. ગીલ્ડર સ્ટ્રીટ, લેમિંગ્ટન રોડ, ખોજાની ચાલી) તેણે હજી પંદર દિવસની રાહત અપાવી. હું પોતે સાંકળી સ્ટ્રીટ, ભાયખલા ઉપર ભાઈ દાનિએલ કાળીદાસ કંપાઉન્ડરને ત્યાં જઈ મારી મુશીબત જણાવી. તેમણે રૂપીઆ ત્રીસ રોકડા તરતજ ગણી આપ્યા. તે ત્રીસ રૂપીઆ પાછા આપવાનો વખત અમને પાછો મળ્યોજ નહિ. પણ જ્યારે જ્યારે યાદ કરાવીએ, ત્યારે તે બોલતા, કે "તે પાછા લેવાની આશાએ મેં આપ્યા ન હતા."

આ અરસામાં મિ. બી. વાય. ખ્રિસ્તી નામે વિલ્સન હાઈસ્કૂલના એક હેડમાસ્તર હતા, તેમને ઈશ્વરે અમારી મદદમાં ઉભા કર્યા. આ સેવક તે તો સને ૧૮૪૧ ની સાલમાં પોરબંદરમાં જે પ્રથમ ખ્રિસ્તી થયા હતા, જેમનું નામ અબ્દુલ રહેમાન મુનશી તે મુનશી સાહેબનાં દાદીબાઈ (સેરાહ) નામે જ્યેષ્ઠ પુત્રીના આ જમાઈ થાય છે. તેઓ ગુજરાતીઓ તરફ બહુ જ પ્રેમવૃત્તિ ધરાવતા હતા. તેમના કાન પર આ વાત નાખવામાં આવી. તેમણે ઘણીજ ખંત તેમજ લાગવગનો ઉપયોગ કરી આ કામમા સાથ આપ્યો. (પાછળથી તેમની બીજી ઘણી સેવાઓ જોઇને ના. બ્રિટિશ સરકારે તેમને જે. પી. રાવસાહેબનો માનવંતો ઈલ્કાબ આપ્યો) અમારા ઘરની તંગીની વાત જાણી તેમણે સ્કોટીશ ફ્રી ચર્ચનો એક મરાઠી "દારકસ કલાસ" મદનપુરા ફીકાભાઈ ચાલમાં ચાલતો હતો, ત્યાં સીવણ કામ કરવા મને મોકલી આપી. ત્યાં મને રોજ ચાર આના મજુરી (?) મળતી હતી. તે ચાર આના આ સ્વતંત્ર મંડળી એકત્ર કરવાના સહકારી ફંડમાં મેં ખુશીથી સ્વીકાર્યા. આ કલાસમાં મારી સાથે સુલેમાન આશાભાઈનાં મિસિસ શાબાબાઈ પણ સામેલ થયાં હતાં. એકજ મહિનો આ કામ કર્યા બાદ, મિ. ખ્રિસ્તી સાહેબે પોતાની લાગવગથી મને હાલની મ્યુનિસિપલ સ્કૂલની શિક્ષિકાની નોકરી રૂપીઆ ચોવીસના માસીક પગારે અપાવી. આથી અમારા દુઃખના ડુંગરનાં શિખર જરા જરા ખરતાં અને વિજયનાં શુભ ચિહ્ન દૃષ્ટિ સમીપ તરવા લાગ્યાં.

---

## પ્રકરણ ૮ મું

# પ્રથમ બાપ્તિસ્મા



**મ. બી. વાય. ખ્રિસ્તી**



**મિ. વૉલ્ટર ચુનીલાલ જોષી**

ઘણી પ્રગતીને અંગે મંડળ વધતું ગયું અને પ્રાર્થનાની "મેડી" નાની પડવા લાગી, એટલે મિ. મેકાફી તથા મિ. બી. વાય. ખ્રિસ્તી અને રેવ. ડૉ. મેકેન્ઝી સાહેબે ભારે જહેમત ઉઠાવી વૉર્ડ બી રોડવાળા પાદરી રેવ. એ. એસ. ક્રાઈટનને બાજુમાં લઈ, મરાઠી ચર્ચની કર્ક શેશન આગળ માગણીદ્વારા હાલનું મરાઠી 'અંબ્રોલી સ્કોટીશ ફ્રી ચર્ચ" ૧૯૧૩-૧૪ માં અપાવ્યું. આ દેવળ માગવાનો હેતુ એ હતો, કે પ્રથમ માતૃમંડળીના બે સાહેબો રેવ. ગ્લાસગો તથા રેવ. કેર સાહેબ ગુજરાત આવ્યા ત્યારે ડૉ. વિલસન સાહેબે તેમને આસરો દીધો. તેઓ આ દેવળના હતા, તેથી તથા આ દેવળના પ્રથમ પાદરી તે રેવ. ધનજીભાઈ નવરોજી (પારસી) તેઓ ગુજરાતી હતા. તે આધારે આ ચર્ચ મળ્યું હતું. આ રેવ. ધનજીભાઈ તે "ગુજરાતના પ્રથમ ખ્રિસ્તીફળ" મિ. અબ્દુલ રહેમાન મુન્શીની દીકરી દાદીબાઈ (સેરાબાઈ) સાથે પરણ્યા હતા. રેવ. ધનજીભાઈ ૮૬ વરસની વયે ૧૯૦૮ બે પુત્રીઓ (કુંવારી) મૂકી ગુજરી ગયા. તેમાંનાં એક પુત્રી બે વરસ ઉપર ગુજર્યાં. બીજાં હયાત છે. (વાંચક, રેવ. ધનજીભાઈ એક ગુજરાતી પાદરી થઈ ગયા, તેમનો હક લગાવી, આ દેવળ અમે મેળવી શક્યાં, તે આજ સુધી ચાલે છે. હવે રેવ. ધનજીભાઈના વખતમાંજ મિ. મેકાફી તથા રેવ. ક્રાઈટન સાહેબ હયાત હતાજ. તો તે વખતેજ બંને સાહેબોને સીલ્વર જ્યુબિલિના



**મ. રેવ. ધનજીભાઈ નવરોજી**

રિપોર્ટના પૃ. ૧ લા મુજબ. શા માટે વિચાર ના "સ્ફૂર્યો ?" આવા મોટા ગુજરાતી પાદરી સાહેબના માત્ર નામથીજ જો અમને ફક્ત દેવળ મળ્યું; તો તે સાહેબોને તે વખતે જો "વિચાર સ્ફૂર્યો" હોત તો બીજી ગુજરાતી ધમધોકાર મંડળી પણ ચલાવી ના શકત ? )



બાળ વૉલ્ટર

મિ. બી. વાય. ખ્રિસ્તી તથા મિ મેકારી બન્ને જણા પોતાના મરણપર્યંત આ ગુજરાતી દેવળના વડિલ તરીકે સેવા કરતા આવ્યા છે. આ દેવળ મળી ગયા બાદ તેમાં પ્રથમ બાપ્તિસ્મા અમારા દીકરાનું અપાયું. મિ. મેકારી સાહેબે તેનું નામ વૉલ્ટર રાખ્યું. બાપ્તિસ્મા બાદ આ બાળકને બહાર વરંડામા મિ. મેકારી સાહેબ ઉચકી લાવ્યા ને બોલ્યા, કે "જુઓ, આ અમારો ભવિષ્યનો પાદરી ! ! !" જ્યારે ટોળામાંથી મારા ભાઈ એલ. જે. ફ્રાન્સિસ બોલ્યો, કે "અમારા ભવિષ્યના પાદરી ઘણું જીવો." ( આ પણ સી. એમ. એસ. માં જોડાયા છે ? )



અંબોલી ચર્ચ મુંબઈ

## પ્રકરણ ૯ મું

# છત્રાલય ને ભજન મંડળી

જેમ જેમ સગવડ વધતી ગઈ, તેમ તેમ તેમ મંડળીની બીજી જરૂરીયાતો પર પણ ધ્યાન દેવાતું થયું. અમારી રૂમની બાજુમાંજ ખોજાની ચાલીમાં ૧ લે માળે એક હોસ્ટેલ પણ ખોલવામાં આવ્યું. કેમકે મ. જોશીનું મોટું ધ્યેય તે એ હતું કે, મુંબઈમાં આપણા ગુજરાતમાંથી ઘણા છોકરા નાસી જાય છે ને ત્યાં જઈ રખડી પડે છે. પોતાના વખતના પ્રાંતિજના મિશનના ઘણા છોકરા તેવી રીતે પોતાના તાબાના મિશનમાંથી ચાલી ગયેલા, તે તેમના ધ્યાન બહાર નહોતું. તેમજ ઘણાના મોંથી એ પણ સાંભળેલું કે, મુંબઈ જેવી પ્રગતિવાળી જગ્યાએ અસંખ્ય વેપારધંધો ચાલે છે, નવનવી કેળવણી ત્યાં ઊંચા પાયા પર મળે છે, ત્યાંનો વૈભવ વિલાયત જેવો છે. ત્યાં અનેક મંડળીઓ સારા પાયા પર ચાલે છે, પણ આપણી આઈ. પી. નું નામનિશાન નથી. આ વાત તેમના દીલમાં ઘણા વખતથી ઘોળાયા કરતી હતી. પણ કારણ વિના તથા એકલા માણસ ત્યાં ટકી શકે નહિ તે પણ માન્યતા સત્ય હતી. પણ સંજોગાનુસાર તે બંને વાતો અનુકૂળ જોઈ તેમણે મુંબઈમાં આવી પ્રથમ આ કામ હાથ ધર્યું. જે જે પોતાના રખડી ગએલા છોકરા હતા તેમને ગાદીઓમાંથી શોધી કાઢયા ને પોતાનું રહેઠાણ બતાવ્યું. ને ખ્રિસ્ત ભણી આણ્યા. તેમજ હોસ્ટેલની સગવડ જે જે આઈ. પી. ના કુંવારા ભાઈઓ હતા, તેમના પૈસાથી હોસ્ટેલ ખોલ્યું. તેમાં ઘણા ભાઈઓએ આશરો લીધો જે પૈકી મોટો ભાગ આજે ગુજરાતમાં સારી સારી જગ્યાપર છે. ને હયાત છે. આ હોસ્ટેલની વાત ગુજરાતમાં જતાં મ. રેવ. ચાર હેન્ડરસનસાહેબે બોરસદથી વીવીંગ માસ્તર થવા એક ભાઈને મ. જોશી પર ભલામણ પત્ર સાથે રવાના કર્યા હતા. તેમનું નામ રણછોડભાઈ. તેમને વિક્ટોરીયા ટેકનીકલ સ્કુલ ભાયખલા પર દાખલ કર્યા હતા. તેમજ ભાવનગર સ્ટેટના ના. મહારાજા સાહેબના દિવાન સાહેબ મ. સર પટણી સાહેબની સ્કૉલરશીપ ધરાવતા એક સારા કુટુંબના ભાઈને પણ હોસ્ટેલમાં મોકલવામાં આવ્યા હતા. કોણા કોણ હતા તે હું જાણું છું. આશરે દશ બાર ભાઈઓ હતા. જેમાંથી ૨-૩ ગુજરી ગયા છે. બાકીના હયાત છે.

આ હોસ્ટલમાં એક ભજનમંડળી પણ સ્થાપવામાં આવી હતી, જેની સરમુખત્યારી મધુર ને કોમળ કંઠી મ. લાજરસ પોતે લીધી હતી.

લાજરસભાઈ ગાવા વગાડવામાં મહાઉસ્તાદ હતા, તેમને ગાયનો તથા વાજીંત્રોનો ભારે શોખ હતો ને તે વિષયમાં સારૂં જ્ઞાન ધરાવતા હતા. જુવાનોએ એકત્ર મળી ઉઘરાણાં કાઢી સુંદર વાજીંત્રો આણ્યાં હતા ને શનિ-રવિએ રાતના

અબ્બે વાગ્યા સુધી ગાયનસભા ચાલતી હતી. ઘણા વરસો સુધી વિસારે પડેલાં પોતાનાં માનીતા ગીતો કે જે કાવ્યાર્પણ, લલિતકાવ્યમાળા, પદમાળા, ગરબાવળી ઈ. તેઓ ગુજરાતમાં આઇ. પી. મિશનમાં નાનપણમાં તથા મોટપણમાં ગાતા હતા, તેનાં સ્મરણ તાજાં કરી આ ભજનમંડળીએ તો મંડળીમાં નવાજ પ્રકારનું જોમ આણી મૂકયું. ભાઈ લાજરસભાઇના મૃત્યુ પછી આ ભજનમંડળી આસ્તે અસ્ત પામી ગઈ.

પ્રથમ પૃષ્ઠ પર કહેવાતી સીલ્વર જ્યુબિલિના આંકનું પ્રથમ પાનું "કોપી" તરીકે છાપ્યું છે, તેમાં લખેલી વાતોમાંની આ બે હાાં સત્ય કરે છે કે "નહિ કંઈ વ્યવસ્થા જેવું" વ્યવસ્થા તો બધીજ હતી, માત્ર નાણાંની ખોટ હતી. અને ખરૂં પૂછો તો સ્થાપકને તેની પરવા પણ નહોતી. રોજની રોટલી ઈશ્વર પોતાના સેવકોદ્વારા આખી નહિ તો અડધીએ આપ્યે જતો હતો. હું એકજ વાત પર વાંચકનું ધ્યાન ખેંચું છું કે, અત્યારે તેમના જેવા કોઈ એકાદને માત્ર ગુજરાતમાં જે પગાર મળે છે તેજ પગારે મુંબઈ જો બોલાવે યા તો મોકલાવે, તો કેટલા આવવા તૈયાર થશે ? તો પછી બીજા પગારની તો વાતજ કયાં રહી? આગળ વધી હું તો મારા અનુભવથી ત્યાંસુધી કહી શકું છું કે, જેમ લંડન. લીવર્પૂલ, ન્યુયોર્ક, મુંબઈ ને ભરૂચમાંનાં મોટાં મોટાં શરાફી બજારોમાં દરેક જાતનાં ધાન્ય, રૂ, સોના, ચાંદી, ધાતુઓ, નાણાં, હુંડીઓ ને મરીમસાલાના ભાવના સોદા બજારોમાં બોલાય છે, તેમજ ગુજરાતમાં જનાવરો, માલ તથા કાપડની કીમત પૂછાય છે, તેમના ભાવતાલ જાણ્યા પછી સોદા કરાય છે, તેવીજ આ પ્રભુની સેવા કરવાના ભાવો (પગાર) પુછાય છે ? ને તે કામના પણ સોદા થાય છે. તેમાં નફો દેખાય તોજ એ સેવા કરવાનું, પ્રભુની વધામણી ફેલાવવાનું કામ કરવા હા બોલાય છે. કોઈએક તો એવા નીકળી આવે જોઉં ! કે જે એમ કહે કે "હું આ રહ્યો, મને મોકલ."

જેમ જેમ આ પુસ્તક વાંચશો, તેમ તેમ એક સાધારણ બુદ્ધિથી પણ ખબર પડી જશે કે, તેમની પછી તેમની સ્થાપેલી જગ્યાપર જે ત્રણ પૈકી બે થઈ ગયા, તે પણ મી. જોશી જેવાજ માત્ર લાયસન્સસીયેટજ હતા. જે વાડામાંથી મી. જોશી આવ્યા હતા, તેજ વાડામાં આ બે પણ આવ્યા હતા અને આ મંડળીપર આવ્યા પછીજ દીક્ષિત થયા. મી. જોશી પોતાની વિદાયગીરીના માન વેળા બોલ્યા હતા કે "હું કોઈની ચાલતી ગાડીમાં ચઢી બેઠો નથી. તેમજ આ સેવાનું કામ મેં કોઈ પાસેથી પડાવી લીધું નથી." તે મુજબ તેમણે તો હોસ્ટલ, ભજનમંડળી, પાળક, (મ. રેવ. આર. એમ. એ મૉડરેટર) પ્રમુખ (મ. મી. મેકાફી સાહેબ) સેક્રેટરી, ખજાનચી, વ્યવસ્થાપક કમિટી, ભજન સારૂ હાલનું "અંબોલી

ચર્ચ" કે જેને મેળવતાં ઘણા વાંધા ને સાંધાઓ કરવા પડ્યા હતા. વળી જૂના જમાનામાં થઈ ગએલા માત્ર ગુજરાતી ભાષા બોલતા પાદરી ( મ. રેવ. ધનજી-ભાઈ નવરોજી ) નું નામ અંદર દાખલ કરી આ દેવળ મેળવવા હક લાગુ કર્યો હતો. કે જેના વિષે આજે આ દેવળમાં જતાં ભાઈબેનો એ રહસ્ય જાણતાં પણ નથી. તો હવે કોઈ કહેશો કે, વ્યવસ્થામાં ઉણપ કઈ દેખાઇ ? આ મારાથી સમજાતું નથી. છતાં આ બધી ગેરસમજુતીમાં પણ જો આ મંડળી કુદકે ને ભુસકે આગળ વધતી જતી હોત, તો મને કશોજ નિશારો નહોતો. પણ છેલ્લા પૃષ્ઠ પર જે " ચાલી ગએલા મેમ્બરો ; નો કોઠો બતાવ્યો છે, તે તો ખરેખરા સંચાલકો હતા, જેઓ સારા હોદ્દેદારો છે. કુટુંબવાળા છે, જેમની પાસેથી મંડળીની પ્રગતિની સારી આશા બાંધી શકાય તેવા હતા, તેઓ તો એક પછી એક અંદરથી ખરી પડ્યા છે. ને મંડળી જો કે બીજા નવા ભાઈઓથી બની છે, પણ તે અને આ નવા બધા સાથે મળતે તો આજે મંડળીની હાલત કેવી સુંદર હોત ? કેટલી મોટી હોત ? આ બાબતમાં જેણે દુઃખ વેઠયાં છે તેનેજ તેની કીમત છે. દરેક વરસના રિપોર્ટ મેં ધ્યાનથી વાંચ્યા છે. મારા મનનું સમાધાન થાય, એવું એક પણ કારણ તેમાંથી જડયું નથી ને કદાપિ અંત સુધી એમજ રહેવાનું. હમેશાં ધારો છે કે, ભોજનની કીમત ભૂખ્યાને, પાણીની કીમત તરસ્યાને અને પથારીની કીમત ઉજાગરા ઊંઘનેજ હોય છે. "વિતી વેદના જાણે" તે મુજબ આ પુસ્તકમાં જે જે સંચાલકોએ અભિપ્રાય લખ્યા છે, તે તેમનાં રેડેલાં દીલ છે. અંતઃકરણના નિશાશાના સૂર છે. એ બધા વીસમી સદીની વીરલ વિભૂતિઓ છે. તેમના એ સૂર સાથે મારો સૂર હું મેળવવા ભાગ્યશાળી બની છું.

## પ્રકરણ ૧૦ મું

# બે સ્તંભ તૂટયા

પ્રાર્થના માટે આ ચર્ચ મળ્યા બાદ મિ. મેકારી સાહેબ બહુજ ખુશ થયા. ને ઉધરાણા પેટે રૂ. દશની મદદ દેવી શરૂ કરી. આ મદદ એકજ મહિનો ભોગવ્યા બાદ તેજ અરસમાં મંડળી ઉપર ભારે આફત ઉતરી પડી. આ એકજ વરસમાં આગળ પાછળ મંડળીના બે સ્તંભ તૂટી પડ્યા. પ્રથમ લાજરસભાઈ ગુજર્યા. આ નવજુવાન મંડળી માટેની રાતદિવસની રખડ, ભૂખ, ઉંઘ, ઉજાગરા તથા ફિકરથી

તેમના એકવડા શરીર પર એકદમ નબળાઇએ અસર કરી. તેઓ મંડળીની ઉન્નતિનાં કિરણો જોવા ઘણીજ ધગશ રાખતા હતા, પણ ઐશ્વરી સંકેત જુદા હતા. તેમને જોવા મિ. ચુનિલાલ બે વાર સુરત ગએલા. તેમની પ્રથમની મુલાકાત બહુજ હૃદયભેદક હતી. આ આશાવાદી તથા છેવટ સુધી વિશ્વાસુ સેવકે તેમનો હાથ મજબુત પકડી રાખી કહ્યું, કે "ચુનીભાઈ, આ કામ જે તમે ઉપાડયું છે, તેને હિંમતથી ટકાવી રાખજો, કે તમે એકલા નથી, તમારૂં માનીતું સૂત્ર જે નિશાનની ગમ આગળ વધવાનું છે, તેને પકડી રાખજો. એક દિવસ એવો આવશે, કે આ રાઈના દાણા સરખું કામ, ઊગી, વધી, મોટું વૃક્ષ થશે. તમો આ મંડળીનાં પાસ્ટર થશો, ત્યારે આ તમારા લોહીનાં આંસુ લુછાઈ જશે." બંને જાણે સગા ભાઈની પેઠે એક બીજાને વળગી વળગીને ચોધાર રડતા હતા. આખરે તા. ૧૩ સપ્ટેમ્બર, ૧૯૧૩ ને રોજ આ ઊગતો ને પ્રકાશિત તારો આ મંડળીમાંથી ખરી પડ્યો. મંડળી તેના સમાચારથી શોકમાં ગરકાવ થઈ ગઈ. મિ ચુનિલાલ જ્યારે જ્યારે સુરતથી આવતા, ત્યારે ત્યારે એક નાના બાળકની પેઠે લાજરસભાઈ માટે પ્રાર્થનામાં હુસકે હુસકે રડતા હતા. તેમના મૃત્યુ પછી મિ. ચુનિલાલની હાલત એક વિધવા બાઈ જેવી બની ગઈ. તેમના માતુશ્રી મુળીબાઈ (મિસ સેરાહ પોલનાં માતુશ્રી) તથા કુટુંબ કે જે મંડળીનું જમણું અંગ હતું, તેઓને પણ આ મંડળી સાથેનો સંબંધ છોડવો પડ્યો. આજ સુધી આ આઈ. પી. ના ખરાં ને ચુસ્ત હિમાયતીઓને બીજી મંડળીમાં જોડાવું પડયું છે.

લાજરસ ભાઈની ખોટ હજી પુરાઇ નહતી, તેમનો ગમ હજી વિસરાયો ન હતો. એટલામાં બીજા વિશ્વાસુ ને મદદગાર સેવક મિ. દાનીએલ કાળીદાસ મરડાના રોગથી પટકાઈ પડી, આણંદમાંની મુક્તિફોજની હૉસ્પીટલમાં ગયા. તેમને મળવા તો એકજ વાર જવાયું હતું. હૉસ્પીટલમાં જ્યારે બંને ભેગા થયા, ત્યારે ગળે વળગી વળગીને રોતા હતા. દાનિએલ ભાઈ બોલ્યા, કે "તમને એકલાનેજ મૂકીને મારે આટલું વહેલું જવું પડશે, તે વાતની સહેજે કલ્પના, મને શરૂઆતમાં હોત તો હું પ્રથમથીજ આટલી બધી ગાઢી મિત્રાચારી બાંધત નહિ. આપણા બધા ભાઈઓને મારા તરફથી "આ સંદેશો પહોંચાડજો કે મારી તથા લાજરસભાઈની ખોટ ઈશ્વરપિતા પડવા દેશેજ નહિ, બમણી હિંમતથી આગળ વધજો." છેલ્લે આ મહાન પરોપકારી વિશ્વાસુ સેવક પોતાનાં કરેલાં કામનો હિસાબ દેવા દેવબાપની સમીપ વિદાય થયા

## પ્રકરણ ૧૧ મું

# નવા સહાયક

ન્યાયાધિશના પુસ્તકમાં તેમજ જુના કરારના બીજા ભાગોમાં લખ્યા પ્રમાણે જેમ ઈસ્રાએલી લોકોને દુશ્મનોના હાથમાંથી બચાવવા ઈશ્વર એક પછી એક સરદાર ઉભા કરતો હતો, તેવીજ રીતે આ બે ખોટ પુરવા ઈશ્વરે મિ. વિલ્સન ડેવિડ ( હાલમાં આસિ. ટી. એસ. બી. બી. આર. ) નામે એક સ્પષ્ટબોલા વક્તાને ઉભા કર્યા. તેઓ ઘણાં વરસ સુધી આ મંડળીના વડીલ રહ્યા. તેમણે એકનિષ્ઠાથી પોતાની સુંદર સેવાનો ફાળો આ મંડળીને આપ્યો છે. ( હમણાં ચાલુ વર્તમાનમાં તેઓને આ મંડળી સાથેનો સંબંધ છોડવો પડયો છે! તે જોઈ, જાણી મારો આત્મા બહુ દુઃખી થાય છે ! ) આ મંડળીની ઉન્નતિ માટે તેઓ મંડળીના એક સ્તંભરૂપે હતા.

## પ્રકરણ ૧૨ મું

# ગુજરાતના મિશનેરીઓની થોડી મદદ



**મ. રેવ. આર. હેન્ડરસન સાહેબ    મ. રેવ. ડૉ. જે. શીલેડી**

મંડળીને દેવળ મળ્યા પછી રેવ. ડૉ. એચ. આર. સ્કૉટ સાહેબ પર સુરત કાગળ લખ્યો, કે " આ મંડળી બહુજ નાની છે, તેમની પાસે નાણાંનું ભંડોળ નથી, રવિવારે જ્યારે ભક્તિસભા થાય છે, ત્યારે ભજન ગાવા અમારી પાસે કાવ્યાર્પણ નથી. માટે છાપખાના પેટે જો કોઈ ધર્માદા ફંડ હોય, તો તેમાંથી યા બીજી

કોઈ પણ રીતે અમને થોડાં કાવ્યાર્પણ આપશો તો મંડળી કે જે, પ્રેસ્બિટેરિયન નામ વધારવા તથા દિપાવવા પ્રગતિ કરી રહી છે, તે હંમેશાં તમારી ઋણી રહેશે. સાહેબે ખુશી થઈને બાર કાવ્યાર્પણ ભેટ તરીકે મોકલી આપીને મંડળીને આભારી બનાવી.

રેવ. સ્કૉટ સાહેબ તરફથી કાવ્યાર્પણની ભેટ મળી તેથી તેમની આશા વૃદ્ધિ પામી. પરિણામે બોરસદના મહા પરોપકારી તથા રાજા ભોજરૂપી પરદુઃખભંજનહારી રેવ. આર. હૅન્ડર્સન સાહેબ પર આ મુજબ એક કાગળ લખ્યોઃ— "આપે બોરસદ તથા તેની આજુબાજુમાં લાગતાં વળગતાં ગામોમાં પુષ્કળ દેવળો, નિશાળો, હોસ્પીટલો, અનાથાશ્રમો, હુન્નરશાળાઓ, બંગલા, કુવા, વાડી—વજીફા તથા પરાંઓ એટલા બહોળા પ્રમાણમાં બંધાવ્યાં છે, કે તે મકાનો પાછળ જેટલી માટીની ટોપલીઓ થઈ હશે તે દરેકે દરેક ટોપલીને માત્ર હું ખંખેરૂં અને નીચે જે માટી ખરી પડે, તે ખરેલી માટીને જો હું એકત્ર કરૂં. તો તેનો ઢગલો એટલો મોટો બને કે તે માટી વડેજ, હું આઈરીશ પ્રેસ્બિટેરિયન મંડળી માટે મુંબઈમાં એક નાનું કાચું દેવળ બનાવ્યું શકું." (વાંચક, આઈ. પી. મિશનની આ સ્થાપકને કેટલી આસ્થા હશે તેને વિચાર કરો! આટલી બધી આસ્થા ધરાવનારનું છેવટ પૃષ્ઠ પર પર જરા સરખાવો.) જેના જવાબમાં પાદરી સાહેબે લખ્યું, કે "હું મિશનના કામસર મુંબઈ આવનાર છું, ત્યારે મને અમુક જગ્યા ઉપર મળજો." તે મુજબ જ્યારે તેઓ મુંબઈ આવ્યા ત્યારે હું એકલી પ્રથમ તેમને મળવા દોડી ગઈ અને ઘણી વાર્તાલાપ પછી મારે ઘેર જમવા આવવાનું આમંત્રણ દીધું. તેઓ બોલ્યા, કે "બાજુના કમરામાં રેવ. ડૉ. જે. શીલેડી સાહેબ છે. તેમને પૂછી આવ." હું મળી. મંડળીની બધી હકીકતથી તેમને વાકેફદાર બનાવ્યા. તેઓ બોલ્યા, કે "મિ. ચુનીલાલે આ મંડળી મુંબઈમાં સ્થાપવા બાબત જો મારી સલાહ લીધી હોત તો તમારી સ્થિતિ બહુ સારી હોત." જેમ કોઈ નવી સાસરે ગએલી અને પાછી પીએર ફરેલી દીકરીને તેનાં માતપિતા તેના ગૃહસંસારની સ્થિતિ બાબત પૂછે છે, તેજ મુજબ હું પણ આ હેન્ડર્સન સાહેબનું રોપેલું નાનું ઝાડવું હતી. તેમણે બધી વાત પૂછી લીધી. આ દયાના તથા માયાના ભંડારના દિલમાં એટલી બધી લાગણી થઈ આવી, કે તેમણે પોતાના સાથી સાહેબ નહિ જાણે એ શરતે મને પચીસ રૂપીઆ કાઢી આપ્યા. ગાડી કરીને જવા, ઉપરથી આઠ આના પણ આપ્યા! ખરેખર, હીરાસમાન આ હૅન્ડર્સન સાહેબે બોરસદ અને તેની આસપાસ મંડળીઓ સ્થાપવા, સમૃદ્ધ કરવા અને પ્રભુનો બાગ ખીલવવામાં તનતોડ ને ભગીરથ પ્રયાસો કર્યા છે અને પોતાના પિંડનું બળીદાન પણ દીધું છે. પ્રભુ, તેમના અમર આત્માને શાંતિ આપો. અસ્તુ.

## પ્રકરણ ૧૩ મું

# લેખિકાનો અણઉકેલ પ્રશ્ન

હું આ પરિચ્છેદમાં જે બીના લખું છું, તે પૂર્ણ ગંભીરપણે વિચાર કર્યા બાદ, સમાજ ભૂલાવામાં ના પડે, અને સમાજ સમક્ષ સત્ય બીના જાહેર કરવામાં આવે, એ હેતુએ આ લખાણ પ્રગટ કરવાની મને ફરજ પડી છે. તેમજ જે બીનાથી અત્યાર સુધી મારે ઘણુ જ વેઠવું પડયું છે, એમ મને લાગ્યા કરે છે, તે વાત આમ વરસો સુધી પેટમાં રાખવાથી શો લાભ? તેમજ બીજાં પચીસ વરસ પછી વળી ગોલ્ડન જ્યુબિલિ આવશે. તે વેળા આ ગંભીર ભૂલ સુધારે યા ના સુધારે. તેની મને ફિકર નથી. પણ આ સુરજ જેવી સત્ય બીના જાણ્યે કે અજાણ્યે, ખોટી રીતે મારી જાય છે, યા જતી દેખાય છે, તેને હું જાહેર જનતા સમક્ષ પ્રગટ કરૂં. તો બીજાં પચીસ વરસ પછી, જ્યારે મારી હયાતી નહિ હોય, ત્યારે પણ મારા જેવી ખરા બોલી તથા "ઘરનાં છોકરાં તો ઘંટી ચાટે, ને પાડોશીને આટો આપે." વાળી રીત અખત્યાર કરનાર કોઈ એકાદ તો વ્યક્તિ તે વેળા વળી પાછી જાગૃત તો થશે જ; એ મારૂં માનવું છે, વધુ નહિ, તો એટલું તો કદાપિ કહેશે જ કે, ભલા માણસ, જે ખોટું તે ખોટું જ. હજી સુધી આ ખોટાને શીદ વળગી રહ્યા છે? અલબત, ઘણીવાર એમ પણ બને છે કે, કોઈ માણસથી કદી ખોટું થઈ ગયું હોય, અને જો તે ખ્રિસ્તી હૃદયવાળું હોય, તો નાનામાં નાની ભૂલ પણ સુધારવા તૈયાર થઈ જાય છે. અને તે માટે કોઈવાર દીલગીરી (શૉરી) પણ બતાવે છે (જેમકે બ્રીટીશ પ્રજા) પણ નિષ્ઠુર તથા હઠીલા હૃદયને સત્ય બીના સ્પર્શી શકતી નથી. કેમકે સત્ય જાણવાની દરકાર રાખતા નથી, જેથી સત્ય તેમનાથી હંમેશાં દૂર જ રહે છે." માટે મારા મગજ પરનો આ વિષયનો બોજો હલકો કરવા, તેમજ તે વિષયમાં શાંતિ પામવાની શુભ નિષ્ઠાથી મારે આ લખવું જ જોઇએ, એ દુરસ્ત ધાર્યું છે.

આ ૧૯૪૦ ના કહેવાતા સીલ્વર જ્યુબિલિના રિપોર્ટમાં જે જે ગુજરાતી પ્રેસ્બિટેરીયન અગ્રેસરો છે. જેઓ આ મંડળીની આબાદાની તથા વૃદ્ધિ કરવા સેવા કરતા હશે અને તેમ કરી પોતાની ફરજ અદા કરતા હશે, એમ હોય તો તે વાત ગૌરવભરી છે, પણ આ સર્વ મેમ્બરો પૈકી લગભગ $\frac{3}{4}$ (પોણો ભાગ) ભાગ તો આ મંડળી જ્યારે ૧૯૧૧ માં સ્થાપી, ત્યારે તેઓ જીવતા–જાગતા–કમાતા ધમાતા મુંબઇમાં હતા જ. ને સી. એમ. એસ.માં જતા હતા. તેમની મુલાકાતો લેવામાં સ્થાપકે કશી જ કચાશ રાખી નહોતી. તેમ જ ગુજરાતી પ્રેસ્બિટેરીયન મંડળીની મુંબઈમાં કેટલી બધી આવશ્યકતા છે, તે તેઓ સારી પેઠે જાણતા

હતા. તે ઉપરાંત, બીજા ગુજરાતી ભાઈઓ કે જેઓ આ સ્વતંત્ર મંડળી સ્થાપવા કેટલી બધી તાલાવેલી કરતા હતા, તે તેઓથી અજાણ્યું હોય, તે હું માનતી નથી. તે વખતે તેઓ તો સી. એમ. એસ. માં જતા હતા; હમણા તે મંડળીમાંથી છૂટા થઈ, આ મંડળીમાં ઘણા વખત પછી જોડાયા, તે કરતાં તેજ વખતે જો તેમણે સ્થાપકને ( આ મંડળી કે જેના તેઓ અત્યારે અગ્રેસરો છે. ) સાથ આપ્યો હોત, તો હું મારા પાછલા કડવા અનુભવદ્વારા કહી શકું છું કે, અત્યારે આ અંગ્રોલી ગુજરાતી મંડળી પાસે બીજી મુંબઈની મંડળીઓની પેઠે, પાળકગૃહ તથા નાની સરખી મીલ્કત પણ હસ્તીમાં હોત. તદોપરાંત, આગળ વધી, જો હું અતિશયોક્તી કરતી ના હોઉં તો, એ પણ કલ્પી શકું છું કે, સ્થાપકને પાછલા ભાગમાં જે જે સહન કરવું પડયું છે, તેમજ તેમની જે છેલ્લી હાલત થઇ છે, તેમનું જીવન, જે એક ખ્રિસ્તી જીવન હતું, તે વેડફાઈને ગયું છે, તે કદાપિ, એમ નહિ થાત. કારણ કે મંડળીની પ્રગતી તથા સફળતાનો આધાર, મેમ્બરોની સાચી સહાનુભૂતિ તથા આર્થિક ટેકા વગર પાંગળો છે. જેથી મને ઘણી વાર તે વખતે, (તેમજ આજે પણ) આશ્ચર્ય લાગતું હતું કે, આવું અનિચ્છનીય વાતાવરણ કેમ પ્રગટયું હશે? ગમે તે હોય, પણ એક વાત જે સ્પષ્ટ જણાઈ આવી હતી, તે એ કે, આ નવી સ્વતંત્ર મંડળીના મેમ્બરો જ્યારે પોતાના વતનમાં ગુજરાત જતા હતા, ત્યારે ત્યારે, વારંવારે, તેમને એમ કહેવામાં આવતું કે તમે અમારા માણસ થઇને, આ બીજી (અંગ્રોલી ગુજરાતી પ્રે. બી.) સ્વતંત્ર મંડળી કેમ ઉભી કરી છે? શું તમને ખબર નથી કે, તમારો સંબંધ ગુજરાતની પ્રેસબીટેરીયન સાથે જોડાયલો છે? અને અમારી સાથેનો સંબંધ તોડી નાખવો, તે તમને કદી પાલવવાનું નથી? તેજ મંડળીએ, હવે મ. ચુનીલાલની એ સ્થાપેલી મંડળીની કહેવાતી સીલ્વર જ્યુબિલી મુંબઈમાં ઉજવી? મારી પુરેપુરી ખાતરી છે કે તેમાં ભાગ લેનારા, પ્રભુના એ સીધા ને સાચા સેવકો, પોતેજ આ સત્ય બીનાથી અજાણ છે. પણ મારી ખાતરી છે કે, આ સત્ય તવારીખ પ્રગટ કરતી પુસ્તિકા વાંચવાથી ખરી ને સાચી બીનાથી તેઓ સદા માટે જાણીતા થશે, તેમજ બીજા જેઓ અજાણ્યા હશે, તેમને ભૂલાવામાં પડવા નહિ દે. માટેજ આ સત્ય ઘટનાને મેં પુસ્તકરૂપમાં પ્રગટ કરી, દબાઈ જતી બચાવી છે. હવે ગમે તે હશે. પણ આ વિષયમાં વધુ પીસ્ટ પીશણ ના કરતાં આ પ્રશ્ન કે જે મેં આગળ લખ્યો છે, ને મારા મનનું સમાધાન હજી થયું નથી, તે પ્રશ્ન આ સ્થળે હું અણઉકેલ્યોજ મૂકી દઉં છું!

---

# પ્રકરણ ૧૪ મું

# સ્થાપક પર આફત.

કોઈ પણ મંડળ કે સંસ્થા સ્થાપિત કરવી, તે સુલભ છે. પણ યશસ્વી રીતે તે પાર ઉતારવી બહુજ દુર્લભ છે. આ મંડળી વૃદ્ધિશીલ તથા આર્થિક પુષ્ટિ પામતી દેખાવા લાગી અને ગુજરાતના નવયુવાનોની મીટ મુંબઈ ક્ષિતિજ તરફ મંડાવા લાગી. તેમજ સ્થાપકની મહેતનાં ફળની સુગંધીનો પમરાટ ગુજરાત તરફ ફેલાયો. એ અરસામાં મી. મેકાફી સાહેબ સાથે અમુક જગ્યાએથી પત્રવ્યવહાર શરૂ થયા કે, મી. ચુનીલાલ તો મુંબઈમાં આવી, અમારોજ એ માણસ સ્વતંત્ર ગુ. પ્રે. બી. મંડળી સ્થાપે છે. એમ જાણીને તેમણે જણાવ્યું કે, "તમે ત્યાં કદી ભૂલે ચૂકે જો તેમની કદાપિ દિક્ષા કરશો, તો અમારી પ્રતિષ્ઠાને હાની પહોંચશે. તેમજ બીજાઓના હકમાં આ પ્રકરણ ઠોકરરૂપ નીવડશે. મેકાફી સાહેબે ઘણી દલીલોદ્વારા જણાવ્યું કે, " જે માણસે આમ ચાર વરસ સુધી, પેટનો ખાડો પુરવા જેટલી પણ આર્થિક મદદ વગર, અસહ્ય સંકટ વેઠીને, હિતદ્વેષી બની, ભવિષ્યના સુખની આશાએ આ મંડળી જમાવી છે, તેની એ આશાને શું મારે નષ્ટ કરવી ? આજે જ્યારે હવે તેમને પોતાની મહેનતનું ફળ ચાખવા તેમજ જોવાનો દિવસ આવે છે, ત્યારે તેમને આ મંડળીથી છૂટા પાડવા, તે સહન કરવા હું તો અશકત છું." આ વિષયની વાટાઘાટ આશરે સવા મહિના સુધી ચાલી. પરિણામમાં મી. મેકાફી સાહેબને જ્યારે એવીજ ખાતરી થઈ કે, જો હું મી. ચુનીલાલને થોડો પણ વખત ગુજરાત પાછા નહિ મોકલું તો નવા મેમ્બરો, કે જેમનો પોતાનો તથા તેમનાં સગાંનો સંબંધ ગુજરાતની ગુ. પ્રે. બી. મંડળી સાથે ચાલુજ છે, તે સર્વ મેમ્બરોને ગુજરાત બાજુની કનડત થશે. અને આ નવી મંડળી વેરાઈ જશે. આવી કઢંગી સ્થિતિ થવાથી તેમના હાથ નીચા પડ્યા, તેમણે અમને બંનેને ચા પીવા પોતાને મુકામે બોલાવ્યાં અને આ બાબતમાં જેને પત્રવ્યવહાર થયો હતો, તે અથથી ઇતિસુધી કહી સંભળાવ્યો. તે સિવાય વધારામાં બોલ્યા કે, "મારે પોતાને પણ જ્યારે આઈ. પી. મંડળીની અમદાવાદની હાઈસ્કુલમાં નોકરીનું રાજીનામું દઈ નીકળવું પડ્યું હતું-ત્યારે મારાં આ મડમ સાહેબ, અમદાવાદની મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજમાં લેડી સુપરિન્ટેન્ડેન્ટ હતાં. હું મુંબઈ આવ્યો પણ તેઓ ત્યાંજ રહ્યા. પણ જુઓ તેઓ હવે પેન્શન પર આવ્યાં છે ને અમો સાથે છીએ. તમારી બાબતમાં કદાચ એમ નહિ થાય. માટે થોડા વખત માટે પણ ગુજરાત જાઓ." એમ આ સાહેબની મુશ્કેલી પુરી કળી ગયાં ને ગુજરાત જવા હા પાડી જેથી આ મંડળીરૂપી ઈમારતના ચણનાર.

આ આશાવાદી મજૂરની પાલખ, અધુરી ઈમારતેજ તોડી નાખી ને ગુજરાત બાજુ તુમાર ચાલ્યા.

એક બાજુ ગુજરાત ને બીજી બાજુ બે સંચાલકો, એ બેની ઝુંબેશ વેળા મંડળીની સ્થિતિ બાજુ જરા નિધા ફેંકીએ. આ વખતે મંડળીની હાલત તો "સુડી વચ્ચે સોપારી" અને "સરપે છછુંવર ગળ્યા" જેવી વાત થઈ ગઈ હતી. આ વખતની સવિસ્તર હકીકત મંડળી બાબે લખવા કરતાં, હું કવી સામળભટ્ટનો એક છપ્પોજ લખવો દુરસ્ત ધારૂં છું, તે ઉપરથી આબેહુબ સાર કલ્પી લેશો.

છપ્પો

વઢે રાયને રાય, પ્રજા ત્યાં તો દંડાયે,
વઢે મહીશે મહીશ,× ઝાડનું છેદન થાયે;
વઢે ભ્રાતને ભ્રાત, દુઃખ પામે ડોકરડાં+
વઢે માત ને તાત, પીડા પામે છોકરડાં;
વળી વિપ્ર વિપ્ર* માહે લડે, લેવે દેવે દાનને,
સામળ કહે સાચું માનજો, મહા દુઃખ જજમાનને.

× મહીશ=પાડા. + ડોકરડાં=વૃદ્ધ માબાપ. * વિપ્ર=બ્રાહ્મણ.

## પ્રકરણ ૧૫ મું

# સ્થાપકની વિદાય.

ગુજરાતની આઈ. પી. મિશન કાઉન્સીલે એક અંગ્રેજી જાણનાર, જુના અને અનુભવી લાઇસન્સીયેટ કામદાર મિ. દિપસિંગ સામભાઇને તા. ૧૫ જુલાઇ ૧૯૧૫ ને રોજ મુંબઈ મોકલ્યા. આ ભાઇને આઠ-દશ દિવસ સુધી અમારે ઘેર રાખી, તેમની સુંદર સરભરા કરી. મુંબઇમાંના દરેકે દરેક બનાવેલા મેમ્બરોનાં ઘર, ઑફીસો, દુકાનો, કારખાનાં તથા ગોદીઓ બતાવી. તેમ કરી પોતાના ઉચ્ચ આદર્શોનો રૂડો પ્રભાવ પ્રત્યક્ષ પાડી બતાવ્યો. ઉપરાંત જેઓ આ મંડળીના શુભેચ્છકો, સેવાભાવી સૈનીકો તથા ઉચ્ચ કોટિનું ધ્યેય ધરાવતા અન્ય મંડળીના

બીજા સભાસદો, તેમનો પરિચય પણ કરાવ્યો. તેમને રહેવા સારૂ ઘરની ઘણી જગાએ તપાસ કરી, તેમને લાયક નળબજાર, કુંભારવાડા ૧ લી ગલીમાં એક સગવડવાળું ઘર પણ શોધી આપ્યું. હૉસ્ટેલનો સર્વ સામાન વાસણ કુશણનો હવાલો પણ સોંપી દીધો. તે પછી પ્રથમ પૃષ્ઠ પર જે માનપત્રની કૅાપી છે તેનો નાનો જલસો ગોઠવ્યો.

આ માનપત્ર આપતી વખતે તેઓ પોતાના કલેશીત હૃદયના વેગને દબાવી શકયા નહિ. તેમના પર તો જાણે આભ તૂટી પડયું હતું. તેઓ ભારે ગમગીન ચહેરે તથા રડતા હૃદયના સ્વરે બોલ્યા, કે "મારાં પ્યારાં તથા અણમોલાં ઘેટાંરૂપી મારા મિત્રો, ૧૯૧૧ ના જુલાઇ મહિનામાં જ્યારે આપણે આ મંડળી સ્થાપી, ત્યારે તમને તથા મને સહેજ કલ્પના સરખી પણ થઈ નહતી, કે આવી રીતે આપણને બંનેને છુટા પાડવામાં આવશે. ખેર, ભાવી તો આ વર્તમાનમાં આવી ખડું થયું છે, તેણે મારા શરીરનાં આંદોલનોને હચમચાવી મૂકયાં છે. હું નથી સમજતો, કે મારે માટે ઇશ્વરી ધારણા શી હશે? મારી સ્વતંત્રતાની ઉર્મિઓને તમે અનુમોદન આપી, આખર સુધી મારા સુખદુઃખના સાથી બન્યા છો, તે હું કોઈ કાળે વિસરી શકું તેમ નથી. ભાવી મને જ્યાં લઈ જશે, ત્યાં હું દોરવાયો જઈશ. તમે મારી કશી ફિકર કરશો નહિ અને જે ઉત્તમ નિષ્ઠાથી તમે મારી સાથે સહકારી બન્યા છો, તેજ નિષ્ઠાથી તમે મારા જુના મિત્ર મિ. દીપસિંગભાઈ સાથે વર્તજો." વળી મિ. દિપસિંગને સંબોધી કહેલું, કે "જે નાનું બીજ મેં ચાર વરસ પર વાવ્યું હતું, તેનાં નાનાં અંકુર ફૂટેલાં તમે આજે જોઇ શકો છો. તેમને હું મેમ્બરોના રૂપમાં તમને સોંપી જાઉં છું આ મેમ્બરો નથી, પણ ખ્રિસ્તનું શરીર. તેનો આત્મા તથા મારા અવયવો છે. આ અવયવોને રાનોમાંથી, કોતરોમાંથી, હિંસક પ્રાણીઓના સહવાસમાંથી, પર્વતોના શિખરો તથા ખીણોમાંથી ને સમુદ્રની રેતીમાંથી શોધી શોધી એકત્ર કર્યા છે. જે પૈકી એક પણ નબળું ના પડે, યા ખરી ના પડે તેની સંપૂર્ણ કાળજી રાખજો. કોઈ નબળું જણાય તો તેને કાપી ના નાખતાં, તેને મલમપટ્ટા તથા સારવાર કરજો. યાદ રાખજો, કે આગળ જતાં તે એક સુંદર વૃક્ષ થશે. તેને ખેડ ખાતર ને પાણી પાજો. પ્રાર્થનારૂપી વૃષ્ટિથી એને ભીંજવજો. એની વૃદ્ધિ માટે તેમનાં હૃદય સાથે હૃદય ને ખભા સાથે ખભો મેળવજો. મારો વિશ્વાસ છે, કે તમારી દાનત જો પેટ તરફ નહિ, પણ દેવ તરફ હશે, તો મારો દેવ જેમ મને દોરતો આવ્યો છે, તેમ તમને પણ દોરશેજ. તમારાં સૌનાં અંતઃકરણ આજે સાક્ષી આપશે, કે હું કોઈની ચાલતી ગાડીએ ચઢી ગયો નથી! કે મેં આ કામ કોઈ પાસેથી પડાવી લીધું નથી. મારી મદદની જ્યારે જરૂર જણાય ત્યારે લખજો. હું દોડતો આવીશ.

આગળ જતાં તેઓ વધુ કીમતી શબ્દો બોલ્યા, કે "જ્યારે મારા મિત્ર

મિ. દિપસિંગભાઈ આ મંડળીના પાળક થશે. ને મંડળી સ્વપોષીત થશે અને પોતાની જુદી કર્કસેશન સ્થાપશે. ત્યારેજ મારૂં મૂળ સૂત્ર, કે જેને મેં હંમેશાં મારાં સર્વ કામોમાં આગળ ધર્યું છે તે (જે પાછળ છે તેને વિસરીને તથા જે આગળ છે, તે તરફ જોઇને, નિશાનની ગમ આગળ વધું છું.) પૂર્ણ થયું હું માનીશ." તેના જવાબમાં મિ. દિપસિંગભાઈ બોલ્યા, કે "અત્યારે આ સ્થળે મારા જુના મિત્ર મિ. ચુનીભાઈને આટલા બધા કલેશીત જોઈ હું બહુ દુ:ખી થઈ ગયો છું. ચુનીલાલને હું ઘણાં વરસોથી સારી રીતે ઓળખું છું. તેઓ અમદાવાદની ડિવિનિટિ કૉલેજમાં બધાં વરસે પહેલે નંબરે પાસ થએલા છે. તેઓ પોતાની કૉલેજમાં હોશિઆર ને બાહોશ વિદ્યાર્થી હતા. મ્હે. ડૉ. ટેલર સાહેબના તેમના પર ચાર હાથ હતા. શાસ્ત્રનું તેમનું જ્ઞાન એક જન્મથી ખ્રિસ્તી માણસ કરતાં ઘણા ઉચ્ચ દરજ્જાનું હતું. તેઓ અટગ્ પ્રાર્થનાવાદી પુરુષ છે. તેઓ સ્વતંત્રતાના પુજારી હોવાથીજ પોતાની ન્યાતીને પણ સ્વીકારી શકયા નથી. તેઓ સ્વતંત્રતાના મહાન પુજારી તરીકે મુંબઈ તરફ ઘસડાઇ આવ્યા છે. વઢવાણ કૅમ્પ, કે જે જગ્યાપરથી હું આવ્યો છું, તે જગ્યા પણ સ્વતંત્ર જેવીજ છે. મારી ખાતરી છે, કે ત્યાં તેઓ પુજાશે. તેઓ તો જુવાન ને લાઇસન્સીયેટ છે, હું તો આધેડ ને લાઈસન્સીયેટ છું. અમારી બદલી અદલબદલમાં થઈ છે.

મુંબઇ જેવા ખર્ચાળ ને અજાણ્યા સ્થળમાં તેમણે આ. પી. મિશનની ધગશને વશ થઇ, જે કામ આજ અઢીસો વરસો (ઈસ્ટ ઈન્ડીઆ કંપનીને આ બેટ ઈ. સ. ૧૬૬૭ માં મળ્યો તે આધારે) થયાં કોઈથી શરૂ થયું નથી, તે તેમણે વગર આધારે તથા વગર મુડીએ આવી સ્થાપિત કર્યું છે. તે તેમના સાહસિકપણાનું તથા આત્મબળનું પરિણામ છે, કે જે આપણે માટે તથા ગુજરાત ને કાઠિઆવાડમાં જ્યાં જ્યાં આઈ. પી. મિશન છે, તે દરેકને, ખરેખર ગૌરવ લેવા જેવું કામ છે. આ કામમાં તેમણે જાત જાતના ભોગ ધર્યા છે. હું તેમની મહેનતનો ભાગીદાર થયો નથી, પણ તેમનાં ફળનો ભાગીઓ થયો છું. તે પણ ઈશ્વરી ઠરાવજ હશે. તેમનું શુભ આશાથી આરંભેલું આ કામ હું આગળ ધપાવીશ. તેમના મહાન ને મુબારક નામને અમર કરીશ અને તેમ કરવામાં તમો ભાઈઓ, મારા મદદગાર બનશો, એવી આશા રાખું છું."

આ વખતે મે. મેકારી સાહેબ તથા તેઓ બંને ખભે ખભો અને છાતીએ છાતી મેળવી હૃદયભેદક ચિતારથી એકબીજાથી તથા મંડળીના શોકીત ભાઈઓથી છુટા પડ્યા હતા. (આ મહાન ને મુબારક નામ ને ઢાંકી કેમ દીધું હશે? એ અપરાધ કયો હશે?)

## પ્રકરણ ૧૬ મું

# સ્થાપકની પાછલી સ્થિતિ

જગતનો એક કાયદો એ છે, કે "જેની શરૂઆત રૂડી, તેનું છેવટ પણ રૂડું જેની શરૂઆત બુરી, તેનું છેવટ પણ બુરૂં". મિશન કાઊન્સીલના ઠરાવ મુજબ તેમણે પોતાની પ્યારી સ્વતંત્રતાના જુવાળને દબાવવા તથા શિસ્ત પાલનનો નવો પાઠ શીખવા માટે તા. ૧-૮-૧૯૧૫ ને રોજ વિદાયગિરી લીધી. તેઓ પ્રથમ જે સાહેબના હાથથી ખ્રિસ્તી થયા હતા તેજ સાહેબ ( રેવ. જે. એસ. સ્ટીવનસન ) ના હાથમાં ફરીથી વઢવાણ-કેમ્પમાં જઈ પડ્યા. મુંબઇ છોડયા પછી તેમણે ઘણો આઘાત થયો. તેઓ વારે વારે પોતાના બાળપણથી આજ સુધીના જીવનસંગ્રામના બનાવોના ઉંડા ખ્યાલો રાત્રી દિવસ કરવા લાગ્યા. "આ જીવનમાં તો મુંબઇની મારી પ્યારી-સ્વતંત્ર મંડળી રૂપી કિલ્લો કે જે ભારે જહેમતે મેં મારા લોહીથી ખરીદ્યો હતો તે ફરીથી સર કરાશે નહિ." તેમને એમ પણ ભાસવા લાગ્યું, કે "ધીરજને ફળ હોય છે. આશા અમર હોય છે; ને ફરતા ફરતી છાંયડી હોય છે." આ બધું મારા જીવનમાં મારે માટે સૃજીત હોય એમ મને દેખાતું નથી. (ઘણીવાર પ્રાર્થના સાથે ધ્રુસકે ધ્રુસકે રડતા પોતાના બિછાનામાં મેં જોયા છે) ઘણા ઘણા ખ્યાલો તથા ઊંડા નિરાશાથી તેમના મગજને સખત ધક્કો પહોંચ્યો. છેલ્લા દિવસે તો આપણે "જ્યાં હતા, ત્યાંજ, જ્યાં હતા, ત્યાંજ. સ્થિતિસ્થાપક, સ્થિતિસ્થાપક." આવાં વાકયો હરતા ફરતા બોલવા લાગ્યા. આજ ઉદ્વેગમાં પોતાનાં મગજનું સમતોલપણું સાચવી ન શકવાથી આ મહાન ને નીડર, ઉત્તમ ચારિત્ર-મયી યોદ્ધાએ ૨૮ ઓગસ્ટ ૧૯૧૬ ને રોજ ૩૭-૩૮ વરસની ભર જુવાનીમાં, વઢવાણમાં પોતાની પત્નિ, પાંચ વરસનો પુત્ર અને ચાર માસની પુત્રીને મૂકી થાણાની મૅડ હૉસ્પીટલનો રસ્તો લીધો!


બાળ હેમીલ્ટા


ચી. હેમીલ્ટા

આ હૉસ્પીટલની મારી ત્રીજી મુલાકાતે મને કહેવામાં આવ્યું કે "મારૂં પોતાનું આઈબલ ફરી આવે ત્યારે લેતી આવજે." ત્યાંના ડૉ. મિ. શેખ નામે હતા, તે મને વારે વારે કહેતા હતા, કે "આ દરદી દરરોજ બબ્બે કલાક પ્રાર્થના કરે છે. જમતા પહેલાં કંઈક બબડી પછી જમે છે, ગુલ્લરવાના ઝાડ નીચે બેસી પુષ્કળ ગાયનો ગાય છે અને આ પુસ્તક વાંચ્યા કરે છે ને બીજાને પણ સમજાવે છે, અમારા ડૅાકતરી સ્ટાફને પણ સમજાવે છે."

આ દશામાં તેઓએ કેટલોક સમય ગાળ્યા પછી મગજ પરનો જંજાળી બોજો શાંતવરણથી ઉતરી ગયો; ત્યારે પોતાની ખરી સ્થિતિનું પુનઃભાન થયું. ડોકતરે રજા દીધી. હું પોતે ખાનદેશમાં નોકરી કરતી હતી તેઓ ઘણી જગાએ જઈ આવ્યા, ઘણાં ખ્રિસ્તીઓની મુલાકાત પણ કરી, આ મુલાકાત દ્વારે કોણ જાણે કેવો અનુભવ મળ્યો કે તેઓ તેમના જેવા આસ્થીક ખ્રિસ્તીઓ જોડે ઘણી ડાહી વાતો કરતા હતા, પણ બીજા કેટલા તેમના નબળા મગજનો લાભ લઈ જાણે ગમ્મત કરતા હોય તેમ કટાક્ષથી તેમની સાથે ચર્ચા કરતા હતા. આ નબળા મગજવાળા તે વખતે ઉશ્કેરાઈ જઈ, તેનો જવાબ તેમની બુરી મતલબને અનુસરતો જ દેતા હતા. એક બે જણના મોંથી મેં એમ પણ જાણ્યું, કે ઘણીવાર તેઓ આથી ઉશ્કેરાઈ જઈ સાફ બોલી ઉઠતા, કે "હું તમને ચોકખું કહું છું, કે તમે ખ્રિસ્તી જ નથી, આ કરતાં તમે જ્યાં હતાં ત્યાં જ પાછા ચાલી જાઓ તો શું ખોટું?" ઘણા માણસોને આથી એમ પણ લાગેલું, કે આ તે નાસ્તીક થઈ ગયા કે શું? પણ હું કહું છું, કે આવી મૂર્ખાઈ ભરેલી રીત અખત્યાર કરવાથી તો, ભલભલા સાજા મગજનો ખ્રિસ્તી પણ વિધર્મી જેવા, બલકે, તેથીએ બુરા જવાબ વાળે છે તેનું શું? તે પરથી શું એમ કહેવાય, કે તે નાસ્તીક? આ તથા એના જેવા બીજા કેટલાક અનુભવો અમદાવાદમાં જ મળવાથી તેમણે માથા પર ચોટલી વધારી, (હમણાં જેમ બધાં આગળ ચોટલી વધારે છે તેમ! તેમણે આગળ નહિ, પણ પાછળ વધારી! જો કે તેમાં ધ્યેય જુદાં હોય છે. મિ. જોષીનું ધ્યેય કાંઈ દોષીત ન હતું.) દાઢી રાખી અને પોતાને યજુર્વેદી ખ્રિસ્તી બ્રાહ્મણ ગણાવવા લાગ્યા, હું (સાત વરસ પછી) મુંબઈ સી. પી. ટૅન્ક કન્યાશાળામાં હેડમિસ્ટ્રેસ હતી, ત્યારે તેમનાં બેન ઉમીયાબાઈ બાજુમાં જ હીરાબાગમાં રહેતાં હતાં. તેઓ ઘણીવાર મને મળવા આવતાં હતાં. એકવાર તેઓ મિ. જોષીના પોતાના જ હસ્તાક્ષરનો એક કાગળ લઈ આવી મને વંચાવ્યો તે કાગળ નેમાડ‡ (માળવા પાસેનું ગામ-તેમનું મોસાળ) થી લખેલો હતો તેનો સાર આ મુજબ હતોઃ—

"બેન, ઉમીઆ, અત્યારે જો તું મને જુએ તો ઓળખેજ નહિ. મેં ચોટલી તથા દાઢી રાખી છે. હું પોતાને યજુર્વેદી ખ્રિસ્તી બ્રાહ્મણ ગણાવું છું, કેમકે તેમ

કરવાથી હિંદુ લોક મારો સારો આવકાર કરે છે. હું મોટે ભાગે બાઈબલ પ્રગટ કરૂં છું અને કયા કયા સિદ્ધાંતોથી હું ખ્રિસ્તી બન્યો તે બધા લોકને સમજાવું છું. આ કામ કરવામાં મારી આ ચોટલી મને બહુ ખપમાં આવે છે? અમદાવાદમાંથી મારા વૉલ્ટરને મેળવવા યત્ન કર્યો પણ તે ફોકટ ગયો. ગૃહસંસારનો ખ્યાલ મને હજી સુધી આવ્યોજ નથી અને આવશે પણ નહિ. તારો પત્તો મને કયાંથી જડ્યો તે હું બતાવવા ખુશી નથી."

આ વાતની પુષ્ટિમાં હું મારો ખરો અનુભવ લખવો ઉચીત માનું છું. તા. ૨૮ ઓગસ્ટ ૧૯૧૬ પછી થાણાણી ચાર પાંચ મુલાકાત તથા અમદાવાદની ત્રણ મુલાકાતો બાદ કરતાં તેઓ કયારે શુદ્ધિમાં આવ્યા તેનો પત્તો મને મળ્યો ન હતો. મારી તપાસમાં મેં એમ જાણ્યું, કે તેઓ કુર્લામાં શાંતાબેનને ઘેર કેટલોક વખત રહ્યા. હું ખાનદેશ હતી. પછી તેમનો પત્તો નથી. આસરે ૧૯૨૩ કે ૨૪ ના મે મહિનામાં હું માહીમ રહેતી હતી ને હવા બદલ કરવા લોનાવલા ગઈ હતી, ત્યારે મારૂં ઘર બોરસદવાળા મારા હેડમાસ્તર મિ. ચોહાન મૂળજીભાઈ યાદવને વાપરવા આપી ગઈ હતી. તેઓ પોતાના દીકરા જેમ્સ જે. જોન (હયાત છે) સાથે રહેતા હતા. મારી ગેરહાજરીમાં તેઓ મારી રૂમમાં આવ્યા અને માસ્તર સાથે થોડી વાત કરી ચાલ્યા ગયા. પછી કદી આવ્યા નથી.

તે પછી એક વર્ષે મુંબઈમાં લેમિંગ્ટન રોડ પર પાર્વતી મેન્શનમાં નેણશી નામે મોદીનો એક નોકર મારી આગળ "દિશા પશ્ચિમમાં એક દેશ, ખ્યાતિ ભોગવે સારી વિશેષ" આ ગરબી ગાતો હતો. તેને મેં પૂછ્યું, કે આ તને કયાંથી આવડે છે? તે બોલ્યો, કે અમારા કચ્છમાં ધર્મશાળામાં એક તમારી ને અમારી (ચોટલી જોઈ હિંદુ ને ધર્મે ખ્રિસ્તી) જાતના સાધુ હતા, તે આ ગરબી ગાતા હતા, તેમની પાસેથી મેં આખી શીખી લીધી. આ પરથી મેં અનુમાન કર્યું, કે તેઓ ઉપદેશ કરતા કરતા તે બાજુ કયાંક ચાલી ગયા હશે ને છેવટ સુધી પોતાના તારનારને આમ વિચિત્ર રીતે પ્રગટ કરતા કરતા, પોતા માટે રાખેલો "મહિમાનો મુગટ" લેવા, તેમજ શેતાનનાં પરતંત્રતાનાં બંધન તોડતા તોડતા, આ સન્યાસી સાધુ સ્વર્ગે સીધાવી ગયા હશે! જેમની કબરની કે રાખની કોઈને ખબર નથી. પણ મારો તો પુરો વિશ્વાસ છે, કે તેમની કબર તો ઈબ્રાહીમની સોડમાં છે.

---

‡આ નેમાડ બાબે આપણા લોકમાં એક દોહો છે કે:

"જોર, ગો* રૂ ×બાજરી, તુર તુવરકી ડાળ.
બોલીમાં બરકત નહિ, નાગો દેશ નેમાડ."

* =ગાય. × =કપાસ.

## પ્રકરણ ૧૭ મું

# સ્વ. વડિલો તથા બીજા બે પાદરીનાં મૃત્યુ

આ વિષયની પૂર્ણાહૂતિ કરતાં પહેલાં આ મંડળીના મુખ્ય સ્થંભ સ્વ. મિ. મેકારી સાહેબ બાબે બે અક્ષર ઉલ્લેખ કરવા ઘટે છે. આ મંડળીના નિઃસ્વાર્થી ને સેવાભાવી સેવક હતા. તેઓ શરૂઆતથી માંડી પોતાના મરણ સુધી આ મંડળીના વડિલ તથા મદદગાર રહ્યા. તેઓ નેઉ વરસનું લાંબુ આયુષ્ય ભોગવી આ પ્રભુનો ઓલીઓ તા. ૧૩–૮–૩૭ ને રોજ પોતાની મહેનતથી વિસામો પામવા પ્રભુમાં ઉંઘી ગયા છે.

તા. ૧૫ જુલાઈ ૧૯૧૫ ને રોજ મી. દીપસિંગ સામભાઈએ આ મંડળીનો હવાલો લીધો. તે પછી તા૦ ૧૭ ફેબ્રુઆરિ ૧૯૧૭ ને રોજ આ મંડળીના પાળક બન્યા. આ મંડળીની સેવા તેમને ફાળે જેટલી સૃજીત હશે, તેટલી પુરી કરી, તેઓ તા૦ ૧–૮–૧૯૨૮ ને રોજ રાણીપુરમાં ગુજરી ગયા.

તે પછી તા૦ ૧૫ ડિસેમ્બર ૧૯૨૯ ને રોજ ગુજરાતની ના. મિશન કૅાન્સિલે રેવ. વિશ્વાસ સુલેમાન ભાઇને આ મંડળી પર નીમ્યા, તેઓ સાતેક વરસ પાળકપદે રહી તા૦ ૯–૧૦–૧૯૩૯ ને રોજ મુંબઈમા મૃત્યુ પામ્યા.

તેમની ખાલી પડેલી જગા પુરવા મિ. હિંમતલાલ આર્શીવાદ નામે જુવાન ને અંગ્રેજી જાણનાર લાઈસન્સીયેટ કામદારને સુરતથી તા૦ ૨૯ માર્ચ ૧૯૩૯ ને રોજ મુંબઈ મોકલ્યા છે. તેમને જોઈ હું બહુ જ ખુશી થાઉં છું, કેમકે તેઓ તો અમારી મહેનતનું ફળ છે. અત્યારે જે મંડળીના ઉંબરા પર તેઓ ઉભા છે, તે મંડળીના ઉંબરાનું ઘડતર ઘડનારા તથા પ્રવૃત્તિ ઈચ્છનારા પૈકી તેઓ પણ એક હતા. તે વેળા તેમના દીલમાં સ્હેજે ખ્યાલ નહિ જ હોય, કે આ રાઈનો દાણો ઉગશે, વધશે, મોટું વૃક્ષ થશે, તેની ડાળીઓમાં આકાશનાં પક્ષીઓ વાસો કરશે. અને તેની છાયા તળે હું આશ્રય પામીશ. "આ તેની કૃપા તથા માણસજાતને સારૂ તેના કરેલાં આશ્ચર્યકારક કામો ધ્યાનમાં રાખી માણસો યહોવાહની સ્તુતિ કરે તો કેવું સારૂં"? ગી. શા. ૧૦૭.

આ મંડળીમાંનાં તેમનાં કરેલાં આગલાં કામની સફળતામાં મારા તરફના આશીર્વાદનો હિસ્સો પુરી હું આશા રાખું છું, કે તેઓ માણસોની દોરવણી મુજબ નહિ, પણ પવિત્ર આત્માની તથા પોતાના આત્મબળ પર ભરોસો રાખી, તે મુજબ મંડળીની આબાદાની તથા વૃદ્ધિ ઇચ્છે ને ઉચ્ચ કોટિનું બહોળું ધ્યેય રાખે. ઈશ્વર તેમનાં કામ પર આશીર્વાદ આપે. આમેન.

આ મંડળીના બીજા અવયવોમાં મ. નવજુવાન વડિલો, મ. મોડરેટર્સ સાહેબો તથા મ. પાલકો જે જે થઈ ગયા છે, તેમના વિષયમાં મને અંગત કશો અભ્યાસ નથી. તેમજ ૧૯૧૫ પછીની બીના લખવાનો મને હક નથી. તે બાબતોનાં પ્રકરણ લખવાં તે મારી શક્તિ બહારની વાત છે.

આ મંડળીને જ્યારથી "શરૂ ગણી છે" એટલે ૧૯૧૫ (આ ગણતરી ભૂલ ભરેલી છે. તેનું સ્પષ્ટીકરણ સાચું બતાવવાનીજ મતલબેજ આ બધી ઉપાધિમાં મારે ઉતરવું પડયું છે) થી ૧૯૪૦ સુધીના પ્રગટ થએલા રિપોર્ટોદ્વારા આ મંડળીની બીજી બધી માહીતી તેમાંથી (પુરવણી) મેળવી શકો છો.

---

## પ્રકરણ ૧૮ મું

# ઉપસંહાર

ગુજરાત તથા કાઠિઆડની બે ત્રણ આઇ. પી. મંડળીઓ મેં સહાયકારી તરીકે ચલાવી છે. તેનો તથા આ મુંબઈનો ૩૦ વરસનો મંડળીઓનો અનુભવ ને બારીક અભ્યાસ કર્યો છે. ઘણી પૂછપરછ તથા શોધખોળ પણ કરી જેમાંથી ઘણી ઘણી લીલીસુકી પણ જોઈ છે. ઘણા થંડા ને ગરમ વાયરા સુદ્ધાં વાયા છે. કડવા ને મીઠા અનુભવ ઘણા ચાખ્યા છે. જેના પરિણામમાં જે સાર મને જડયો છે, તે ખરી બીનાથી વાકેફ કરવાની ભાવનાએ, સમાજની વૃદ્ધિ માટે જો હું પ્રગટ ના કરૂં તો હઝકીએલ ભવિષ્યવાદીનું પુસ્તક (૩૩ મો અધ્યાય) મને લાગુ પડે છે. જેથી આપણી મંડળીઓની દૈહિક તથા આત્મિક વૃદ્ધિમાં આડખીલીઓ તથા ઉઘાડા દુર્ગુણો નજરે પડે છે તે તરફ થોડું લક્ષ ખેંચું છું. (આ પ્રકરણની બીનાઓ મોટે ભાગે મુંબઈમાં વધુ બને છે.)

**૧ સંકુચિત હૃદય:**—આપણી મંડળીઓની આબાદાની ન થવાનું પ્રબળ ને પ્રથમ કારણ તે મંડળીના સંચાલકોનું સંકુચિત હૃદય છે. જે મંડળીમાં આપણે જુનાં, કર્તા કારવતાં તથા આખરે દાનાર્પણો દેનારાં અને સેવાનાં હિમાયતીઓ હોઇએ તો આપણી પ્રથમ ફરજ છે, કે મંડળીની વૃદ્ધિ કેમ કરવી, તે તરફ પ્રથમ લક્ષ રાખીએ પણ તેથી ઉલટું આપણે જે સરમુખત્યારી ભોગવીએ છીએ તેમાં બીજો આપણાથી વધુ લાયકાતવાળો જો દાખલ થશે તો આપણા સરમુખત્યાર-પણાનું સ્થાન નષ્ટ થશે. વળી આપણા વિચારો તે તોડી નાખશે. તેમજ આપણી હામાં હા ને નામાં ના તે કદી ભેળવશેજ નહિ. જેથી આપણા સર્કલનો

તાર તૂટી જશે. આવી અને એના જેવી બીજી ઘણીએ ઉપાધિમાં આપણને ઉતરવું પડશે. તે કરતાં આ સંસ્થામાં "ઈન, મીન ને સાડા તીન" એટલી એકરાગી કંપનિનો ઈજારોજ આપણને બસ છે. વળી "જેમ તળાવનો દેડકો પોતાના તળાવનેજ મહાસાગર માને છે, તેમાંજ ડેંડું ડેંડું કર્યાં કરે છે." તો એ અવાજ કેટલે લાંબે પહોંચશે ? આવા સંકુચિત હૃદયે મંડળીની સેવા ને વૃદ્ધિ આપણાથી કેવી રીતે થશે ?

**૨. અતડાપણું**:—આપણી મંડળીઓ ઘસાઈ જવાનું બીજું કારણ તે અતડાપણું છે. આ તો સૌથી નઠારો તથા મંડળીને પાયમાલ કરનારો શત્રુ છે. આ દુર્ગુણ બાબે મારો એક ખરો બનેલો અનુભવ લખ્યા વગર રહી શકાતો નથી. તે એ કે, એક મંડળીના પાળક. કે જેમનો અમારી સાથે જૂનો ને ગાઢો સંબંધ પ્રથમથીજ હતો. તે પાદરી સાહેબ એક દિવસ મારે ઘેર જાણે કે છાનામાના આવ્યા. ( એજ રીતે ઘણીવાર તેઓ આવતા હતા ) તે દિવસે તો દીલનો બરોજ ઉભરો ઠાલવી દીધો. અમારે તેમની સાથે મંડળીઓની સ્થિતિ બાબેજ વાદવિવાદ થતો હતો. એક દિવસ તેઓ બોલ્યા, કે "જુઓને તેમાં હું શું કરૂં ? મારે કોના ઘેર જવું ને કોના ઘેર ના જવું, કયા મેમ્બરને રાખવા ને કયાને ટાળવા, કોણના ઘેર વધુ મુલાકાત કરવી ને કોના ઘરે આંખમિંચામણાં કરવાં ? વગેરે વગેરે જાણે કે મારા હાથમાં નકશો આપવામાં આવ્યો છે." આ નકશા બાબે અમે સાંભળ્યું ને નવાઈ પામ્યાં. કેમકે તેનું માપ ( સ્કેલ ) તો બહુજ છેટાં છેટાં ગામે જતું હતું. આ નકશો આ બિચારા પાદરી સાહેબ માટે બહુ દયાજનક હતો. તેમજ મંડળીની વૃદ્ધિને પાયમાલીના શહેરમાં ઘસડી લઈ જાય તેવો હતો. પણ "ઓશિઆળી બિલ્લી ઉંદરથી બીએ." એ ગત જોઈ અમને બહુજ અફસોસ થયો ! આગળ જતાં વાતચીતમાં પાદરી સાહેબ જરા અક્કડ થઈ ગયા ને બોલ્યા, કે "જુઓને નકશો તો એવો છે, છતાં જેને જોડાવું હોય તે મંડળીમાં જોડાય ને ન જોડાવું હોય તો મને કોઈની સાડાબાર ( ૧૨ાા ) પડી નથી." તેનું આવું બોલવું સાંભળી તેઓને રૂચીકર જવાબ વાળવામાં આવ્યો, કે પાદરી સાહેબ, જ્યારે તમને કોઇની સાડાબાર પડી નથી, તો બીજાને તમારી સાડાસોળ ( ૧૬ાા ) પણ પડી નહિ હોય, તેનું શું ? એ નકશા મુજબજ જો ચાલશો ને તમારા પોતાના હૃદયની દોરવણીનો ઈન્કાર કરશો તો એ નકશો તમને નાશના શહેરમાં પહોંચાડી દેશે. ખરી વાત એ છે કે ગ્લાસ ગમે એવું સ્વચ્છ હોય, પણ અંદરનું પાણીજ જો ડહોળાએલું હોય તો આપણે ગ્લાસને દોષીત ગણીશું કે પાણીને ? આવા દુષિત ભાવનાશીલ હૃદયોથી તેમજ અન્યની દયા પરજ જીવી ખાનારથી મંડળીની આબાદાનીની શી આશા ?

ખરા વિશ્વાસુ સેવકની ફરજ એ હોઈ શકે, કે મંડળીઓમાં જ્યાં જ્યાં દોષ જોવામાં આવે તો વાડેથી વાતો કરવા કરતાં, તેમજ બીજાંને ઘેર જઈ જઈ વાતો કરવા કરતાં તેમનો સહકાર સાધી, તેમની સાથે સંગઠન કરી પોતાના નમુના તથા પ્રેમથી તેમને પોતા તરફ આકર્ષવા જોઈએ. તેમને પરીક્ષણમાં પડવાનું કારણ શોધી કાઢી તેમાંથી છોડાવવા પોતાનો સક્રિય ફાળો આપીએ, પ્રેમથી એકબીજા પર જીત પામીએ. નૈતિકશસ્ત્ર સજતા ( મોરલ રી-આર્માૅમેન્ટ ) ના મહાન પુજારી મિ. જેઠાલાલ એસ. પટેલ નામના એક હિંદુનું ભાષણ સાંભળવાનો મને પ્રસંગ મળ્યો હતો. તેમણે ખરો ખ્રિસ્તી કોને કહેવો તેની વ્યાખ્યા એવી સચ્ચોટ કરી, કે નવું જીવન કોને કહેવાય તેનો નવો પાઠ હું તેમની પાસેથી જીવ્હાગ્રે કરી શકી છું. તેઓ બોલ્યા, કે "જે માણસ પોતાનાજ નમુનાથી સામા અખ્રિસ્તી માણસને ખ્રિસ્ત બતાવી શકે, તેનેજ ખરો ખ્રિસ્તી ગણવો." આ સાદી ને સાચી વ્યાખ્યા નથી શું ?

આ અડતાપણા બાબત આપણે જરા કુદરત તરફ નજર નાખીએ. કુદરતી રીતે જે ઝાડ બહુ ફળવંતું ( સદ્‌ગુણોથી ભરપુર ) હોય છે, તે પોતા પરનાં ફળને લઇને હંમેશાં નીચે ઝુકતુંજ રહે છે, પણ તાડ, કે જેને ઘણાં નાનાં તથા થોડાંજ ફળનો માત્ર ઝુમખો હોય છે, તે ગમે તેવા વાયરા ( બોધ ) વાય, પણ તે કદી નીચે ઝુકશેજ નહિ. ખ્રિસ્તી જીવન જીવી બતાવવા આપણે તાડને પેઠે નહિ, પણ ફળવંતા ગુણીઅલ ઝાડની પેઠે એકબીજાંને ખ્રિસ્તના પ્રેમમાં સમેટીએ.

આપણને નાના બાળકની પેઠે બીજું જે અપલક્ષણ નડે છે તે ફૂલણજી હૃદય છે. મનુષ્ય સ્વાભાવજ એવો થઈ ગયો છે કે, આપણે ઘણીવાર પેલો, એ બોલ્યો, આ એવો હતો, એવો છે, એવો થવા માગે છે. ઈ. શબ્દો બીજા માટે વાપરીએ છીએ. પણ પોતે કેવા હતા, કેવા છે ને કેવા થવા માગે છે, તે જોતાંજ નથી. જો આપણે એમજ પોતાની શિલિંગને તેર પેન્સની ગણાવવા સારૂ હંમેશાં મંથન કરીશું ને બીજાનીજ પીઠ જોયા કરીશું, તો પ્રભુ ઈસુ ફરીથી જમીન પર આંગળીવડે કંઈક લખશે, જે વાંચી આપણે એક પછી એક, વીલે મોઢે, એક બીજાની પાછળ, નીચું માથું ઘાલી ગુપચૂપ ચાલી જઈશું. ઘડીભર એ પણ માની લઈએ કે, આપણે દરેક જગાએ, દરેક પ્રસંગે સૌથી મોખરે દાણાર્પણ-સેવાર્પણ દેતા હોઇએ ને તેટલાથીજ સંસ્થાની આબાદાની થતી માની લઈએ તો આપણી માન્યતા બાબે શાસ્ત્ર શું કહે છે ?

પ્રેરીત ૧૩,૮—"સિમોને પણ વિશ્વાસ કર્યો ને બાપ્તિસ્મા લીધું ને ફીલીપની સાથે રહ્યો. કલમ ૧૮—સીમોને તેઓને પૈસા આપવા માંડ્યા ને કહ્યું કે, મને પણ એ અધિકાર આપો." કલમ ૨૦ થી ૨૩. પણ પિતરે તેને કહ્યું કે, "દેવનું દાન પૈસાથી વેચાતું લેવાનું તેં ધાર્યું, માટે તારી સાથે તારા પૈસા નાશ પામો. આ વાતમાં

તારે લાગભાગ નથી. કેમ કે તારૂં અંતઃકરણ દેવની આગળ ચોકખું નથી. માટે તારી આ દુષ્ટતાનો પસ્તાવો કર ને પ્રભુને વિનંતિ કર, કે કદાચ તારા અંતઃકરણનો વિચાર તને માફ થાય. કેમકે હું જોઉં છું કે, તું પિતની કડવાસમાં ભુંડાઈનાં બંધનોમાં છે."

"જે પોતાને ઊંચ ગણે છે, તેમણે નીચા ઉતરવું."

(ઓ સદોમ ગમોરાહ. રાગ.)

"તમે ઝાડે ન ચઢજો, બાથો ન ભરજો, પ્રભુ આવ્યા છે આજ,
તમે મોટાઈ તજ જો, નીચે ઉતરજો, કયારે થશો તૈયાર. ટેક.
ઠીંગણું કદ ને ઝાડે ચઢી બેસો, ઠીક દિસે નહિ ચિતાર,
ભારે વજનના ભાઈ બન્યા હો, તો નીચે આવશો નિરધાર રે—
આમ ઝાડે ચઢવું, કમો તે મરવું, અધર રઝળવું–જ્યાં પ્રભુ આવ્યા છે આજ.
ઝાડે ચઢેલાને પ્રભુ પોકારે, નીચે ઊતરો તમે ખાસ,
નજરો નજર તમે પ્રભુ જો જોયા, ગુલરમાં ઘાલો કેમ વાસરે–
નીચે પ્રભુ ઉભા છે, જ્યાં દીવ્ય સભા છે, આ ધન્ય પ્રભા છે, જ્યાં પ્રભુ આવ્યા છે.
નીચે ઉતરશો તો પ્રભુ એમ કહે છે, આવીશ તમારે ઘેર,
તારણ વધામણી દ્વાર તમારે, મૃત્યુનાં લાગે નહિ ઝેરરે—
આ મનહર મૂર્તિ, મહોબતથી મરતી, પ્રીતીથી રડતી–આ પ્રભુ આવ્યા છે."

કર્ત્તા (સિયોની)

જે માણસ પોતાની જાતને ખોટી રીતે જેટલી ઊંચી ઊંચાઈએ ચઢાવી દે છે, તેમણે તેટલેજ ઊંચેથી તેને પાછી પડવાની પણ ખાતરી રાખવી ઘટે છે.

આ દુનિયામાં એમ યોગ્ય લાયકતાના પ્રમાણમાં ઊંચે ચઢવું તે ગુનો નથી. પણ આવી ખોટી મોટાઈ સાથે મતલબ તથા સ્વાર્થ પણ તેનાં બને છે. બેશક, મતલબ કોને ના હોય? દુનિયા બનીજ છે મતલબની. પણ વિધર્મિઓની મતલબ તથા ખ્રિસ્તના અનુયાયીઓની મતલબમાં ફેર પડવો જોઇએ. માત્ર આપણ આપણી પોતાની સ્થિતિ આરામ ભોગવે એવી દુષિત ભાવનાએ બીજા સામા માણસનું ગમે તે થાય, તેની પરવા ન કરીએ તો તે ખ્રિસ્તી ભાવ ગણાશે? આની પુષ્ટિમાં હું મારો પોતાનોજ દાખલો, જે મેમ્બરોને પ્રથમ અમારા સાથીદાસ બનાવ્યા હતા તેમને સંબોધીને આપીશ.

આ ચાલુ વર્તમાન કાળમાં આ હમણાંની ગુ. મંડળીના માનવંતા પાળક સાહેબોને જે પગાર (૧૩૦) મળે છે, તેનો માત્ર સોમો ભાગજ, બલ્કે પેટનું પોષણ થાય તેટલા પુરતાજ જો અમને તે વખતે મળ્યો હોત, તેમજ મુંબઈમાં

ગુ. પ્રે. મંડળીના મેમ્બરો જે ૧૯૧૧ માં મુંબઈમાં વસતા હતા (ઘણો ભાગ હાલ આ અંગ્રેજી મંડળીમાં સેવા કરે છે) તે પૈકી માત્ર સો (૧૦૦)મા ભાગનો સહકાર, જો તે વેળા મળ્યો હોત તો આ મંડળી કે જે, ગુ. પ્રે. બી. ભાઇઓની બનેલી છે ને હતી, તેઓ હાલમાં પોતાના ધંધામાં આબાદ થયા છે. પોતાની નોકરીઓ પર હાલ ઊંચા ઊંચા હોદ્દા ભોગવે છે, કેટલાક સારા આબરૂદાર તથા ખાતા પીતાને બીજી મંડળીઓમાં અગ્રેસર બની ગયા છે. તેઓ સર્વ કોણ જાણે શાએ કારણે આ ગુજરાતી પ્રેસ્બીટેરિયન મંડળીનો સંબંધ મોટા જથ્થાએ છોડી દીધો છે ને જાણે કે "પાળક વગરનાં ઘેટાંની પેઠે, ઈસ્રાએલી લોકોને મેં રખડતા જોયા." તે મુજબ મુંબઇની જુદી જુદી મંડળીઓમાં વેરન છેરન થઇ ગયા છે. જ્યારે વાત આવીજ છે, તો તો પછી જેમ ગુજરાતમાં દર વરસે વિધર્મીઓમાંથી નવા નવા ખ્રિસ્તીઓ વધ્યેજ જાય છે, ઇશ્વરના બગીચામાંથી નાનાં નાનાં ને નવાં નવાં કુમળાં પુષ્પો (બાળકો) ઊગેજ જાય છે, ને ત્યાંની મંડળીઓ વૃદ્ધિમાન થતી જાય છે, એવું બધુંજ બનવું આ મુંબઇ માટે કેટલે દૂર આંકીશું? આ મંડળી જ્યારે શરૂમાં સ્થાપી ત્યારે તેનો મુખ્ય હેતુ તો એકજ હતો કે, ગુજરાતથી પોતાના કામ ધંધાર્થે યા બીજાં કારણોને અંગે પુષ્કળ પ્રે. બી. ભાઈઓ મુંબઈ ચાલી આવતા હતા. (મોટે ભાગે કુંવારા) તેઓને આશરો ન હોવાથી આ અલબેલીને પતંગીઆના કાચા રંગની મુંબઈની સોહામણી નગરીમાં બિચારા રખડી જતા હતા. (જેના અજોડ દાખલા છે) બીજા કેટલાક બીજી બીજી મંડળીઓમાં આશરો લેતા હતા. બીજા કેટલાક મુંબઈ જેવા પ્રગતિમાન શહેરમાં પોતાની તથા ભાવિ પ્રજાની ઉન્નતિ સારૂ ઊંચ કેળવણી લેવા તેમજ જાતજાતની પદવીઓની પરીક્ષા દેવા મુંબઈ તરફ આવવું ફરજયાત તેમજ મરજીયાત હતું. આ સર્વ આમ તેમ રખડી ન જતાં સીધે સીધા પોતાનીજ આ મંડળીનો આશરો લે, તેનેજ સહકાર આપે, તેની વૃદ્ધિ કરે; તે પછીથી તેનું પરિણામ આવું ઉત્તમ આવેલું ગુજરાતના સઘળા જુએ ને મી. જોશીએ આ, જે કર્યું તે તો ખરેખર ગુજરાતની પ્રેસ્બટેરીના હિતમાંજ કર્યું છે, તેમ કબુલ કરાવવાનો મુખ્ય ધ્યેય હતો. પણ આજે તે ધ્યેય સચવાયો છે? વિખવાદ તથા કડવા અનુભવ તો સારી આલમભરમાં બને છેજ. તેમાં હુંમેશાં વિખવાદ તો દોઢવાંકથીજ થાય છે. જો એકનો વાંક આખો તો બીજાનો અડધો તો હોયજ. આ બેમાંથી એ જીતી શકે કે, જેને ખ્રિસ્તી હૃદયના હોય, મેં મારા બહોળા અનુભવે જોઈ જોઈને એ પણ જોયું કે, હંમેશાં ત્રણ વ્યક્તિઓનાં હૃદય મીણ કરતાં કોમળ જેને ગાયનું હૃદય કહે છે. બાઈબલમાં જેને ખ્રિસ્તનું હૃદય કહે છે તેવાં હોય છે. તે પૈકી પ્રથમ તો પ્રાર્થનાવાદી પ્રભુના નમુના મુજબ જીવી બતાવનાર ખ્રિસ્તી વડિલ. બીજો લેખક ને ત્રીજો કવિ યા કાવ્યાકાર-સાહિત્યકાર. આ ત્રણે

સદ્‌ગુણો ધરાવતી વ્યક્તિઓ આ મંડળીમાં હતી ને હજી ઉત્પન્ન થશે. આ બધા સભાસદો કે જેઓ ચાલી ગયા છે, તેમના બાબે મારા અનુભવની તથા તેમની કહેલી સત્ય બીનાઓ એ છે કે, તેઓ તો ગુજરાતમાં આઈ. પી. મિશનના પાકા ધર્મ સિદ્ધાંતો શીખેલા, તેમનું ચુસ્ત લોહી હોવાથી બીજી બીજી મંડળીઓના ધારાધોરણ તથા કેટલીક વિધિઓ તેમને રુચતી આવતી નથી. પણ તે નભાવી લીધેજ છુટકો.

તે કરતાંએ વધુ દુ:ખની તથા સૌ કોઈનું ધ્યાન ખેંચનારી ગંભીર વાત તો એ છે કે, આ સભ્યોનું તો જાણે સમજ્યા. પણ તેમનાં સંતાનો કે જે "ઈસ્રાએલી બાર કુળના યાદગાર પથ્થર" સમાન છે, જેઓ માબાપો સાથે તે દેવળોમાં જાય છે, તેજ વિધિઓ અને ડીસીપ્લીન (જે તેમનાં માબાપનેજ રૂચતી નથી) ગ્રહણ કરવીજ પડે છે, તેનો ખ્યાલ કે વિચાર કોઈ સમજદાર કે લાગતી વળગતી વ્યક્તિએ કદી કર્યો છે? અગર હવે પછી કરશે?

કોઈ સહજે પુછશે, કે જો એમ હતું તો ગયા શા માટે? આ પ્રશ્નનો અડધો જવાબ તો હું આગળ (વિખવાદ બાબે) આપી ચૂકી છું. પણ બીજું કે, ઘણીવાર એમ પણ બને છે કે, છોકરાં ઘણીવાર ઘરમાંથી નાસી જાય છે, તેનુંયે કારણ હોય છેજ. કોઈવાર બાપે માર્યો હશે, કોઈવાર શુભેચ્છકોએ માર્યો હશે. પણ છોકરાં તો એવાંજ હોય. તેથીજ તેનું નામ છોકરાં એટલે છો કરતાં, (ભલે કરતાં) પણ માબાપ વડીલ તેમજ પાળક તરીકેની દીક્ષા વખતે, તેમજ તેમનાં બાપ્તિસ્મા વખતે, કબુલ કરેલી ગંભીર જવાબદારી યાદ કરી; નમ્રતાનો સદ્‌ગુણ આગળ ધરી; તેમની ભૂલ થતી આપણી નજરે દેખાય તો મીઠાશથી તેમને સમજાવવી જોઇએ. ખરૂં પુછો તો, ખરેખરી ભૂલ તેમનીજ થતી ચોકસ દેખાય તેવા દાખલા દલીલો આપી, તેમની ભૂલ તેમનીજ પાસેથી કબુલ કરાવી શકાય છે. તે પછીનું પરિણામ સલાહ સંપથી ભરેલું તથા સદાને માટે કડવાસ-વિખવાદ વગરનું બને છે. સૌ કોઈને આ કીમીયો અજમાવી જોવા ભલામણ છે.

હવે જો સાચી વાત એમજ થએલી છે, તો મુંબઈ જેવા શહેરમાં તેનું પરિણામ કેવું આવ્યું છે, તે હું મારા સુજ્ઞ વાચક વર્ગને પ્રમાણો આપીને કહેવા તૈયાર છું. જુઓ, તેમ હોવાથી તો ગુજરાતથી મુંબઈ આવેલા, જૂનામાં જૂના પ્રેસ્બિટેરીય કુટુંબોનાં પરિવારને આ મંડળીમાં સારો ફાળો, હનહદ ભોગ આપ્યા છતાંએ મંડળી છોડી બીજી બીજી મંડળીઓનો આશ્રય લેવો પડયો છે. તેમાંથી વળી કેટલાક તો મંડળી વગરના થઈ ગયા છે, કેટલાક તો હિંદુઓ (વિધર્મીઓ) પણ થઈ ગયા છે, કેટલાક તો આશ્રયવગર ન છાજતાં ને અનઇચ્છિત પરિણામોના ભોગ

બન્યા છે અને કેટલાક તો રખડી ગયા છે. આ બધું કેમ બન્યું હશે? આ મંડળી સ્થાપવાનો હેતુ જે પાછલા પૃષ્ટ પર બતાવ્યો છે તે શું આ હતો?

હવે મેં તો મારા મગજનો ભાર જેમ મારી પ્રસ્તાવનામાં લખી ગઈ છું તેમ ઓછો કર્યો છે. આ મંડળી બાબે મારી જે ફરજ હતી તે મેં ઈશ્વરની દોરવણીથી જેમ ૧૯૧૧ માં સ્થાપતી વખતે ચાર આનાના વેતન પુરતી મજુરી કરીને પુરી કરી છે, તેમ જાહેર જનતા મારી હયાતીમાંજ આ સત્ય બીના કે જે કોણ જાણે આગળ જતાં મારા જેવી (પુરૂષ યા સ્ત્રી) વ્યક્તિ ઉભી થશે ને આ મંડળી ગુજરાતની માફકજ જાણેજલાલી વાળી, પોતાની હાઈસ્કૂલ, પોતાનું દેવળ, પોતાનું પાળકગૃહ, પોતાનું હૉસ્ટલ ને મુંબઈમાંની બીજી સર્વ કોઈ મંડળી જેવી વધી, ફૂલી, ફાલી ને પોતાનો જ પાળક પોતામાંથીજ પેદા કરે ને પોતાની હાઈસ્કૂલ દ્વારે અસંખ્ય વિધર્મી બાળકોને ખ્રિસ્ત તરફ વાળશે, ત્યારે આ મારી લખેલી ચોપડી યશસ્વી બનેલી હું માનીશ. તેમજ જ્યારે એમ બનશે ત્યારે આ મંડળી સ્થાપવાનો મ. ચુનીલાલ કૃપાશંકર જોષીનો જે મુખ્ય હેતુ હતો તે પાર પડેલો ને "નીશાનની ગમ આગળ વધવાનું" સૂત્ર સંપૂર્ણ થયું હું માનીશ.

"સત્ય ઉચ્ચારનાર નેકી પ્રગટ કરે છે."
પણ જૂઠો સાક્ષી ઠગાઈ પ્રગટ કરે છે. દ્દષ્ટાં. ૧૨;૧૭.

---

## મુંબઈ ગુજરાતી પ્રેસ્બિટેરિયન મંડળીમાંથી આજ સુધી ચાલી ગયેલાં મેમ્બરો યા ઉમેદવારોનું આસરે પડતું લીસ્ટ

| અનુ. | નામ | ઓળખ–લાયકાત | કુટુંબની હાલની સંખ્યા |
|---|---|---|---|
| ૧ | વડિલ મિ. વિલ્સન ડેવિડ | આસી ટ્રાફિક સુપ્રિન્ટેન્ડેટ, બી. બી. એન્ડ સી. આઈ. આર. | ૭ |
| ૨ | જેનબેન બી. પટેલ | હેડ મિસ્ટ્રેસ, મ્યુ. ગુ. કન્યા શાળા મુંબઈ | ૩ |
| ૩ | મ. એલીસબેન બી. પટેલ | હેડ મિસ્ટ્રેસ, મ્યુ. ગુ. કન્યા શાળા ,, | ૨ |
| ૪ | મ. દેશાઈભાઈ ગબડ | માસ્તર, મ્યુનિસિપલ બૉયઝ સ્કૂલ ,, | – |
| ૫ | મ. સુલેમાન આશાભાઈ | ટરનર, બી. બી. સી. આઇ. વર્કશોપ ,, | ૩ |
| ૬ | લેખિકા પોતે | હેડમિસ્ટ્રેસ, મ્યુ. ગુ. કન્યા શાળા મુંબઈ | ૧ |
| ૭ | મ. મુળીબાઈ પૉલ | મ. લાજરસભાઈ પૉલનાં માતુશ્રી ,, | – |
| ૮ | મ. જેકબ પૉલ | કલાર્ક, નેશનલ બેંક ઓફ ઈન્ડીઆ મુંબઈ | ૧ |

| | | | |
|---|---|---|---|
| ૯ | મિ. પીટર એમ. પૉલ | ચીફ એસ્ટીમેટર બી. બી. એન્ડ સી. આય. આર. પરેલ વર્કશોપ પાછળથી દાહોદ | ૫ |
| ૧૦ | મીસ મેબલ પૉલ | હેડ મિસ્ટ્રેસ, મ્યુ. સ્કૂલ્સ મુંબઈ | – |
| ૧૧ | મીસ સેરાહ પૉલ | બી. એ. બી. ટી. ટી. ડી. આસી. આઈ. જી. એસ. ઉત્તર વિભાગ | – |
| ૧૨ | મિ. ડેવિડ શૉ | હેડ કલાર્ક, લોકો સુપ્રિન્ટેન્ડેન્ટની ઓફીસ બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વે. મુંબઈ. | |
| ૧૩ | મિ. સી કે. ચાર્લ્સ | મોટાર ડ્રાઇવર, મીલીટરી ડીપાર્ટમેન્ટ મુંબઈ | ૨ |
| ૧૪ | છગનલાલ ખાનદાસ | મોટર ડ્રાઈવર, મુંબઇ | ૪ |
| ૧૫ | મ. જોન ધનજી | બીડી શોપ, કુર્લા-મુંબઈ | ૨ |
| ૧૬ | મિ. જાલમ કારસન | ટ્રેન એકઝામિનર, જી. આઈ. પી. રેલ્વે મુંબઈ (તે મંડળમાં પાછા ગયા છે,) | ૪ |
| ૧૭ | મગનલાલ કૃપાનિવાસી | ક્રૉનીકલ તેમજ બીજી બે લોંડ્રી મુંબઇ | |
| ૧૮ | મિ. એ. એલ. ક્રિસ્ટી | હેડ કલાર્ક, મ્યુનિસિપલ સ્કૂલ કમિટી મુંબઈ | ૩ |
| ૧૯ | મિ. આર. કે. પરમાર | હેડ માસ્તર, મ્યુ. ગુજરાતી સ્કૂલ મુંબઈ | ૫ |
| ૨૦ | મિ. એન્તીયર ડેવિડ | કલાર્ક, જનરલ પોસ્ટ ઓફિસ મુંબઈ | ૪ |
| ૨૧ | ફીલીપ હોમર | ડૉક્ટર, આઈ. એમ. ડી. મુંબઈ | ૧ |
| ૨૨ | મિ. સાલોમન હોમર | સુપ્રિટેન્ડેન્ટ, હોમ ડીપાર્ટમેન્ટ સેક્રેટરીયેટ મુંબઈ. | |
| ૨૩ | મિ. ડેવિડ હોમર | પ્લેટ ફોર્મ સુપ્રિન્ટેન્ડેટ, બી. એસ. આર. પાછળથી કાઠીઆવાડ | ૩ |
| ૨૪ | સીસીલ્યાબેન ક્રોલે | શિક્ષિકા, મ્યુ. ગુજરાતી કન્યા શાળા મુંબઇ | ૬ |
| ૨૫ | મિ. શમુએલ વીરાભાઈ | કલાર્ક, બી. બી. એન્ડ સી. આઈ. આર. | ૬ |
| ૨૬ | કમળાબેન ડેવિડ | શિક્ષિકા એમ. ઈ. મિશન મુંબઈ હાલ ખાનગી | ૧ |
| ૨૭ | મિ વિશ્વાસ હરખાજી | કલાર્ક, સેન્ટ્રલ બેંક ઓફ ઇન્ડીઆ મુંબઈ | ૩ |
| ૨૮ | મ. મારથાબેન હરખાજી | શિક્ષિકા મ્યુ. ગુ કન્યાશાળા મુંબઈ | – |
| ૨૯ | ઉમિયાબેન કૃપાશંકર જોશી | મ્યુનિસિપલ નર્સ એન્ડ મીડવાઇફ મુંબઇ | – |
| ૩૦ | મિ. વોલ્ટર ચુનિલાલ ,, | હેડ કલાર્ક, પોલીસ સુપ્રિન્ટેન્ડેટ સાહેબની ઑફીસ, ડી ડીવીઝન મુંબઈ | |

૩૧ પ્રાંતિજ મિશનના આઠ છોકરા, બે બાઇઓ : છોકરાઓ, તેમની તપાસ કરી, પણ કોઈપણ મંડળીમાં જણાતા નથી. શું પાછા વિધર્મિં થઈ ગયા હશે?

જેઓ પૈકી મિ. ડેવિડ શૉ, મુંબઈના લૉર્ડ બીશપ સાહેબની બૉમ્બે ડાયોસીસન કાન્સીલના સભ્ય છે.

જે હયાત છે તે બીજી બીજી મંડળીઓમાં જોડાઈ ગયાં છે. ઉપલી ગણતરી પૈકી જેઓ પોતાની રાજીખુશીથી આ મંડળી સાથેનો મીઠો સંબંધ રાખી અથવા રાજીરજાએ બીજે ગામ ગયાં છે, તેમનાં નામ બનતાં સુધી ઉમેર્યાં નથી.

આ ગણતરી એ મંડળીના રિપોર્ટની "પાસ્ટર ફંડ" કલમમાંથી તેમજ વધુ પૂછપરછ પરથી કેટલાંક ઉમેદવારોનાં નામનો પણ ઉતારો કર્યો છે. તેમજ બીજા કેટલાક સભાસદો એવાં છે, કે જેમને ગુજરાત તથા મુંબઈમાં કોઈ ઓળખતું નથી. તેવાં નામો ઘણાં છે, પણ મેં તે ન ગણતાં અખાડો જ કર્યો છે. જેમ બને તેમ સંખ્યા ઓછી લીધી છે.

આ પરથી સહેજે સમજાશે, કે કદાપિ ગણતરીમાં ભૂલચૂક થોડી પણ થવા પામે તે સંભવિત છે. વધઘટ તો થોડી હશેજ.

ઉપર મુજબનાં નામોની યાદી પરથી સહેજે અનુમાન તો થઈ શકે છે, કે આ ચાલી ગએલાં સભાસદો, કેવી સારી સારી લાયકાતો ધરાવનારાં છે? તેઓ જો કાયમ રહ્યાં હોત, તો આ મંડળી આજે સ્વાશ્રયી ને સ્વતંત્ર જરૂર બનત. આજે તેમની સંખ્યા પોતા સાથે ૭૯ થવા જાય છે. જ્યારે આ ૧૯૪૦ ના કહેવાતા સીલવર જ્યુબિલિના રિપોર્ટમાં તો "માત્ર મંડળીની વસ્તી, વસ્તીપત્રક પર એકસો અઠ્ઠાવન ૧૮૫ છે." આ ૧૫૮ + ૭૯ = ૨૩૭ સાથે મળીને મંડળી કે જે ખ્રિસ્તનું અંગ છે, તેમજ "ખ્રિસ્ત વિભાગેલો નથી." તેના તરફ જોઈ, જો આપણે પણ જે પાછળ તેને વિસરીને તથા આગળ તેના તરફ ધાઇને નિશાનની ગમ આગળ વધીએ તો મેમ્બરોથી આ મંડળીના સ્થાપક મ. જોશીનાં બે છેલ્લાં વાકયો, "મંડળી સ્વપોષીત થાય ને પોતાની કર્ક શેશન પોતાનામાંથી નીવડેલા વડિલોની જ સ્થાપશે, ત્યારે મારી આ મહેનત સફળ થઈ હું માનીશ." આ હૃદયના ઉંડાણમાંથી નીકળેલી કિંમતી ઉર્મિઓ શું જલદીથી પાર ના પડતે? હું માનું છું, કે મિ. વિલ્સન ડેવિડે લખેલા અભિપ્રાય મુજબ, તેમણે સ્થાપેલું રીઝર્વ ફંડ આ ૭૯ મેમ્બરો સાથે ગણાતાં કેટલી મોટી રકમ બનતે? હું માનું છું, કે જો એમ હોતે તો અત્યારે પાળકગૃહ રૂપી સુંદર મીઠું ફળ ચાખવા ભાગ્યશાળી બન્યાં હોત. આજે આ મંડળી ગુજરાતની આયરિશ પ્રેસ્બિટેરિયન મંડળીના આશરે ગઈ છે, તો શું ગુજરાતની નામદાર વડિલ સભાની એ ફરજ નથી, કે આ બાબત મંડળીના સંચાલકોને પૂછે, કે આ કેમ બનવા પામ્યું હશે?

"હે યહોવાહ, સહાય કર, કેમકે ધાર્મિકો ખૂટે છે." (બાઈબલ.)

## સમાપ્ત



# સિયોનીનું હૃદય વિભાગ

[ ભાઇએ અગાઉથી પોતાની કબર પર લખવા એક લેખ (ગીત) તૈયાર કરી રાખ્યો હતો, કે જેની આજે તેની સફેદ કબર પર કાળા અક્ષરે ઝાંખી થાય છે. ]

ગીત ૩ (રાગ—અય! હકીમો, જાઓ દુનિયામાં દવા મારી નથી.)

આ રંગ-ભૂમિ ચિતાર ખેલ! ઓ થંભ! મને ઉગારજો!
એ "થંભ" † ફૂલોમાં ગુંથીને, મને મૃત-ભૂમિ દફનાવજો!
રુદન-ખજાના આંસુથી, મુજ મૃત-દેહ નવડાવજો!
આ થંભના વ્હેતા રૂધીરથી, ઈસુ! કફન છંટાવજો!—
કરશો નગરનો નાશ શું? કિરતાર! સાગર પ્રેમના! —ટેક.
ચરણે પડું તુજ દાસ હું, સરદાર! શાંતી! રહેમના! ,,
દાટો કે બાળો કફનને, પછી જગતની પરવા નથી!
જ્યાં આત્મા, ઉડી ગયો, સંગત પ્રભુની રહેમથી!—
મરવા પછી કંઈ રમ્ય નભમાં, કરીશ હું નિત પ્રાર્થના,
વ્હાલાં બધાં ઉત્થાનમાં, ઉઠાડજો મજ સાથના!—
કરશો નગરનો નાશ શું? કિરતાર! સાગર પ્રેમના! —ટેક.
ચરણે પડું તુજ દાસ હું, સરદાર-શાંતી! રહેમના! ,,

—સિયોની

---

## તોફાન

[ એક દિવસ દિલની નિરાશાની સ્થિતિમાં "દરિયામાં તોફાન" યાદ આવ્યું તે વખતે બનાવેલું. ]

ગીત ૪ ("ઓ પ્રભુ, અમને બચાવ! અમે નાશ પામીએ છીએ") બાઇબલ.

ઘનઘોર ગગન આ ગાજતાં, અંધકાર પ્રચંડ આ કાળ,
ભવસાગરે હોડી અમારી, દરિયો દિસે વિકાળ!...૧
દુઃખ ડુંગરો કંઈ ઝઝુમતાને, વહાણ કદી અથડાય,
ઊઠો પ્રભુ, તમે ઊંઘમાંથી, જીવ અમારા જાય!...૨
મોજાં છુટે જગ મોહનાં, આકાશ ચઢે અમ વ્હાણ,
પાતાળે પટકાઈ પાપથી, પડીએ મરણની ખાણ...૩
ગમગીનીના ભંડારમાં, આશા કંઈ છુપાય,
સાગરતણા સુસવાટમાં, પ્રીતિપવન ફુંકાય...૪
રડતાં રૂદનની રાતમાં, પડીએ તમારે પાય,
પ્રભાતના ઓ સૂર્ય ઉગો! શાંતિ સઘળે થાય!...૫

(સિયોની)

[ ગુજરાતમાં વૈરાગી લોક તંબૂરો લઈ મરણની ઝંખના દર્શાવતા ગીત ગાય છે, તે યાદ કરી તેનેજ મળતું. ]

**શાસ્ત્રીય ગીત ૫** ("તારી યુવાવસ્થાના દિવસોમાં તારા ઉત્પન્નકર્તાનું સ્મરણ કર")—સભા ૧૨, ૧

ધુળ આ મૂળ ધુળમાં ચાલી, જીંદગી આ વ્યર્થના મ્હાલી,
માટી આ મૂળ માટીમાં હાલી, પ્રાણ સ્વર્ગ પધારતા હોજી—
તે તો તેના સ્વર્ગીય ઘેર પધારે રે.—ટેક
સૂર્ય, ચંદ્ર જ્યાં ઝાંખા થાતા, રાતદિન કરડવા ધાતા,
જીવડા ઝટપટ ભજ દાતા,– આકાશો ઉઘડે હોજી.—તે તો૦
સર્વ ઘરકારભારીઓ ધ્રુજે, દિપક-આંખ ઘરમાંની બૂઝે,
અતિ અઘોર અંધકાર ન સુઝે– સ્મરો કિરતારને હોજી.—તે તો૦
બળવાન વિર વાંકાં વળતા, જાંત અન્ન દળનારા પડતા,
રાય રંક સૌ જમિન ઢળતા– મર્ણ ઘંટ વાગતા હોજી—તે તો૦
રૂપેરી રંગ દોરો તુટે, સુનેરી આ પ્યાલો ફુટે,
ગાગર ઝરા આગળ તુટે– યુવાની વ્યર્થતા હોજી—તે તો૦
ચાકળો ટાંકી આગળ, ભાગે જેમ પાણી છાગળ,
ધુળની મૂળ ધુળ થાય પાગળ,– પંખીડાં ઊડતાં હોજી–-તે તો૦
સ્મરણ કર કિરતાર આ વારી, ખુલ્લે જ્યાં ગગનમાં બારી,
આવતી જ્યાં લેવા સ્વારી,– મુસાફર થાય ચાલતા હોજી.—તે તો૦

—**સ્ટિયોની**

---

## વધસ્થંભ

"હે ઈસુ, તું તારા રાજ્યમાં આવે, ત્યારે મને સંભારજે"

મરતો ચોર.

( રાગ—મળવા આવો, સુંદર વર સામળીઆ. )

અહા ! ત્રણ થંભ આ દિસે કેવા ! વચમાં તો છે પ્રભુ દેવા !
દુશ્મનની માગે માફ !— "સ્વર્ગે લઈ જજો, મને નાઝારી !" ૧
સિપાઈઓ ઝાટકા બૌ મારે ! ભાલાના દાંડા બૌ ભાગે !
રૂધીરની વહે છે ધાર !— "સ્વર્ગે લઈ જજો, મને નાઝારી" ૨
અહા ! કાંટાનો મસ્તક મુગટ ! પૃથ્વી શરમે અંધકાર ઘુંઘટ;
"પ્રભુ, કરો મારો સ્વીકાર— સ્વર્ગે લઈ જજો, મને નાઝારી." ૩

નિંદે આ જે લોકો ત્હારા, ખીલા ઠોકે સારા સારા!
અહા! ધરતી ધ્રુજે આજ!— "સ્વર્ગે લઈ જજો, મને નાઝારી." ४
પાપોનાં પોટલાં બો બાંધ્યાં, બંધ બાર બાંધ્યાં, ત્યાં તેર તૂટયાં!
આ "થંભ" આખર આધાર— "સ્વર્ગે લઈ જજો, મને નાઝારી." ५
થંભ હાથ પસારી કરગરતો, પ્રીતિનો વાવટો ફરફરતો,
બોલાવે સ્વર્ગી રાજ. "સ્વર્ગે લઈ જજો, મને નાઝારી" ६
મજ અંતર થંભ અમર કરજે! આત્મા દ્દષ્ટિ ભંડાર ભરજે,
તમે વિશ્વારીના નાથ! "સ્વર્ગે લઈ જજો, મને નાઝારી." ७
વાદળાં ને રથ વ્હેલાં ફરજો, પુનરૂત્થાનમાં અમને મળજો!
સુણ સેવકની આ પ્રાર્થ— "સ્વર્ગે લઈ જજો, મને નાઝારી." ८

ચોક–સુરત, १४-२–३३ —સિયોની

---

## "એલીયાહનો ઝભ્ભો" (२ રા. २; १–१४)

(ઝટ જાઓ, ચંદનહાર લાવો—વલ્લભપતિ—રાગ)

"[પ્રભુએ] મને તારણનાં વસ્ત્ર પહેરાવ્યાં છે, ન્યાયીપણુનો ઝભ્ભો મારા પર ઓઢાડયો છે." યશા. ६१ : १०.

મને મૂકી ચાલ્યા આકાશરે! રથ નહિ છોડું!
કર્યો રઝળતો નિરાધારરે! રથ નહી છોડું!—ટેક.
સાખી—વાવાઝોડું! વંટોળીયો! તમે જતા જણાતા, નાથ,
જીવનભર તને ખોળીયો, છતાં લાગે તમારી ન સાથરે! રથ.
સાખી—આગ વરસે આકાશથી! પૃથ્વી પર નહિ સાથ!
કાયા કંપે ત્રાસથી! તમારો ઝભ્ભો ઓઢાઓ, નાથરે!
સાખી—સૂજ્યાં શણગાર સૌ સૃષ્ટિના, લાગું ચિંથરે હાલ!
કોડ રહ્યા તોય તુજ ભક્તિના, ન્યાયીપણાના ઝભ્ભાના વ્હાલરે!
સાખી—જનસમાજ સૌ બોલતો: 'ત્હારા પ્રભુ છોડે છે સંગ!'
રસ્તામાં રોજ રખડાવતો, ઝભ્ભો આપવાના દિસે નહિ રંગરે!
સાખી—જીવતા દેવના સમ ખાઉં છું, તને નાસવાનો નહિ લાગ,
"ચદ્દર" જોઇ ગભરાઉં છું! ત્હારા ઝભ્ભાથી કરજે બે ભાગરે!
સાખી—પાઊલનો ઝભ્ભો ત્રોઆસથી, લાવે તીમોથી ખાસ,
"બમણા હિસ્સાની આશથી" ઝભ્ભા! પડ તું નાગાની પાસરે!
સાખી—યુસફનો સુંદર ઝભ્ભો, રણુ રૂધીરથી રંગાય!
નગ્નને ઢાંકો, ઓ પ્રભો! આખી અવની આકાશ અંધરાયરે!

સાખી—અસ્થિર આ ઊભા રહ્યા! તમે અલોપ થતા, કિરતાર!
પાછળ ફેરા સૌ પડ્યા! હારા સ્તંભ વિના નિરાધારરે!
સાખી—વણ સીવણનો હારો સ્તંભ, એ થંભ પર કેમ ચીરાય!
ફાટયાં 'મન-ચિર' ઓ પ્રભો! તારો સ્તંભો ધનઉડાવનાર ન્હાયરો!
ચોક—સુરત, ૧૪-૨ ૧૯૩૩ —સિયોની

---

# "વિશ્વાસીને દસ ચાબખા."

("જે દાસ પોતાના ધણીની ઈચ્છા જાણ્યા છતાં પોતે તૈયાર થયો નહિ હોય તે ઘણા ચાબખા ખાશે") લુક. ૧૨: ૪૭.

## (કાયાનો રંગ કાચોરે..........એ રાગ.)

ક્ષણિક સરતા નિર ઝરણમાં સુખ મધુર તું માણ
નિર્મળ નિર સુકાઈ જશે એ થશે એ મોતની ખાણ
પાણીના- પરપોટારે, એ તો રંગભંગના ગોટારે
જ્યાં એક એકથી મ્હોટારે વિશ્વાસી વંચ્યા...... ૧
પામર પ્રાણી અંધ બનીને મૃગજળ પાછળ ધાય
તનતોડ હાય વરાળ કરીને, નિર્જળ વનમાં સુકાય!
આ માળી વિનાની વાડીરે ફળ ફુલ વિનાની ઝાડીરે
આ પાણી વિનાની ખાડીરે! વિશ્વાસી વંચ્યા...... ૨
મોહક દિપક ના અજવાળે પ્રાણ ખુએ છે પતંગ!
મનુષ્ય મોહે છે રૂપ રંગમાં આત્મ અમુલ અનંગ!
આ ગજબ ગુલામી મુકોરે ભાગીને કરો ભુકકોરે
સોનેરી પળ ના ચુકોરે વિશ્વાસી વંચ્યા...... ૩
વિશ્વાસીના વાસ મધ્યે ભાઈ મળે નહિ વિશ્વાસ!
ખ્રિસ્તી નામમાં ખ્રિસ્ત રહે નહિ દિવામાં નહિ પ્રકાશ
જળ વિના ઝાડો આ ઝુરેરે "કાંટાનો મુગટ" ડુલેરે
પણ અંધ આંખ ન ખુલેરે! વિશ્વાસી વંચ્યા...... ૪
નહિ ત્રણમાં, નહિ તેરમાં, નહિ છપનમાં મેળ
જાત નાત ને ભાત જ્યાં ગઇ નહિ જગત ભગતનો આ ભેળ
"હિંદ સ્વરાજ" વાવટા ખુલેરે ભોગ, પ્રીતિ, ભક્તિ પ્રફુલ્લેરે
ત્યાં ભાગ ભજવતાં ભુલેરે વિશ્વાસી વંચ્યા...... ૫
માસિક માસ્તરો, વાર્ષિક પાસ્ટરો મહા મિશનનો સંઘ,

મંદિર નિશાળ ને બુલંદ બંગલા મળ્યો મહાભારત જંગ !
પડયો પવન પરદેશી બુરોરે, વાજુ રાગ કાઢે બેસુરોરે
બેલ બંધ કરો બ્હાદુરોરે વિશ્વાસી વધ્યા...... ૬
પહાડ પર જે નગર વસેલું, સંતાઈ શકે નહિ પલક,
દિવ્ય તમારો પ્રકાશ થશે તો, અંજાશે આપ આ ખલક,
દીલની દીવી છે ખાલી રે, મસાલો હોલવાઈ ચાલીરે
આ કલમ કરેલી ડાળીરે ! વિશ્વાસી વધ્યા...... ૭
દ્રાક્ષવાડી મારી નષ્ટ કરી છે વરૂ, વાંદર, શિયાળ,
ઘરના ઉંદર ઘર ખોદે ત્યાં, મુકવું કોણ પર આળ ?
અંજીરી જગ્યા રોકે રે, કાળું કર્યું મજ લોકેરે
પ્રભુ હૃદય ફાટવું શોકેરે વિશ્વાસી વધ્યા...... ૮
પ્રભુ, પ્રભુ મને કેમ કહોછો ને માનો નહિ મજ વાત ?
ખ્રિસ્તી નામ વગોવ્યું ન હોત તો કેટલું સારૂં એ થાત !
શેતાની સંગ ભાગેરે સ્વર્ગીય ઘંટ વાગેરે
બોલાવે પ્રેમ રાગેરે વિશ્વાસી વધ્યા...... ૯
પવન પ્રસારો પવિત્ર આત્મા ચારે દિશાથી ખૂબ
"સુકાં હાડકાં સજીવન થાઓ" બોલજો વાણી એ શુભ !
વિશ્વાસી વ્હેલા જાગોરે, કુંભકર્ણ ઉંઘ હવે ત્યાગોરે
તમે પવિત્ર આત્મા માગોરે વિશ્વાસી વધ્યા...... ૧૦

( સિયોની )

---

## " સુવાર્તાની વધામણી "

" રાજા પાઉલને એવું દર્શન થયું કે માકેદોનિયાના એક માણસે ઉભા રહીને તેને વિનવીને કહ્યું કે માકેદોનિયામાં આવીને અમારી સ્હાય કરો." (પ્રેરિ. ૧૬-૯)

( From Greendands icy mountains–" Sankey. 1070 )

હિમ વેષ્ટિત ગ્રીનલેન્ડ પ્હાડો, હિન્દ પરવાળા બેટ
આફ્રિકાના બહુ તાડો, સાગર સરિતા ભેટ
બોલે કનક કિનારા,— કોણ મદદત કરવા ધાય !
પોકારે મહા મિનારા,— વાવીને કરજો સ્હાય ! ૧
સુશોભિત ટાપુ લંકા, બેટ મસાલા સુગંધ,
ત્યાં મોતના વાગે ડંકા, વિણ "જગ અજવાળે" અંધ !

કુદરત વિષે સુંદરતા, પણ પુજે પત્થર પાણ,
દેખાડો ત્યાં ઉત્તમતા, જીવન પ્રભુની જાણ. ૨
અજવાળાના જે દિકરા, જે હોય પ્રભુના સંત,
કેમ રે શકે એ ફિકરા. પાડો પ્રકાશ અત્યંત !
યુક્તિ ! મધુરી યુક્તિ ! આ ધ્રુત લગાવો નાદ,
જ્યાં ખ્રિસ્તની સત્તા ઉગતી. તારણ ! તારણ ! એ સાદ. ૩
વિશ્વમાં વાત વાયુ ! મહા સાગર તું ચોપાસ !
"તેડું તારણનું આવ્યું !" પ્રસારો શ્વાસે શ્વાસ !
જ્યાં વિજય પામે હલવાન, મુક્તિના પોકાર થાય,
હિન્દ ખ્રિસ્તનું રાજ થા બળવાન, ગીત માનવ દુતો ગાય ! ૪

## બલામની ગધેડો.

મુંગા ગધેડાએ માણસની વાણીથી પ્રબોધકની ઘેલછાને અટકાવી તેઓ પાણી વગરના ઝરા જેવા તથા તુફાનથી ઘસડાતા વાદળ છે. ૨ પિત્તર ૨–૧૬,૧૭.

( હું સે માંચ્યારે વિલાપ-એ રાગ )

તમે માનોને મારી વાત દેવના માણસ રે
પાછા ફરસે જશો એક ઘાત, ત્યાંથી પાછા ફરોરે—
જેને પ્રભુ દે છે આશિશ, દેવના માણસ રે,
તેને ચઢે નહિ દુશ્મનનું વિષ, ત્યાંથી પાછા ફરોરે—
નીકળયા ગધેડી પર થઈ સ્વાર, દેવના માણસ રે,
દાનત તોડવા લોકના ઘરબાર, ત્યાંથી પાછા ફરોરે—
તમારા મુખમાં દિસે છે શ્રાપ, દેવના માણસ રે,
દો છો ભલભલાને બો થાપ, ત્યાંથી પાછા ફરોરે—
લચકા ધાનનો છે આ ખેલ, દેવના માણસ રે,
જગત ભગત ખાએ કેમ મેળ, અહીંથી પાછા ફરોરે—
પ્રભુ લોકને લીલા લ્હેર, દેવના માણસ રે,
ચઢે દુશ્મનનું નહિ ઝેર, અહીંથી પાછા ફરોરે—
નાગી તલવાર લઈ ઉભો છે દુત, દેવના માણસ રે,
આગળ જવા દે નહિ એક સુત, ત્યાંથી પાછા ફરોરે—
કરો નિર્દોષ પર આ પ્રહાર, દેવના માણસ રે,
થશો એક દીન તમો આહાર, જલદી પાછા ફરોરે—
મુંગા પ્રાણીનો છે આ એક પાર્થ દેવના માણસ રે
જલદી છોડી દો મનનો સ્વાર્થ હમણાંજ પાછા ફરોરે—

## ૭૧

## " રૂથ "

" સારૂં નામ એ પુષ્કળ ધન કરતાં ઈચ્છવા યોગ્ય છે "—બાઈબલ.

( મેળાઓમાં જયજય મેળો—એ રાગ )

રૂથ હતી એક રંજન રમણી, રૂપરૂપનો ભંડાર
નામ એ નિર્દોષથી દુનીયાં ગાંડું થયું
સુંદર જેની ચાલ મનોહર, અમર એનાં ઘરબાર
વર્તન વ્હેમ પડે એ જીવન એળે ગયું
અલીમલેખ એક આસામી, નાઓમી એની નાર
દેશમાં દુકાળથી મોઆબ દેશ ગયાં
બે દિકરા પરદેશ પરણાવી, માંડયા ત્યાં સંસાર
નામો રૂથ ઓર્પાહ, એમ એ અમર થયાં. રૂથ ૧
ચાર દિવસની ચાંદલીયાના, આપણ સૌ મેમાન
પુત્રો પીતાની સાથ આખર સ્વર્ગ ગયા
નાઓમી, રૂથ, ઓર્પા ઝુરે, ઝુરે જેમ પિપળ પાન
સાગર સંસારના શોક ઉભરાઈ રહ્યા ! રૂથ ૨
નાઓમી હવે નજર ફેરવે, બેથલેમ એને ગામ,
દિકરી રૂથ ઓર્પાને આખર કહેણ કહે,
" લગ્ન કરીને સુખી થાઓ, રાખો કુંટુંબનું નામ"
વિયોગ વિચારથી ચોધાર આંસુ વહે ! રૂથ ૩
સમજાવ્યે સમજી ઓર્પા, રૂથ એકની બે નહિ થાય
સાસુ ! મોત વિના જુદાં કોણ કરે ?
દેવ તમારો મજદેવ થશે એ ઉપર વાળો સ્હાય !"
રડતાં નાઓમી, રૂથ બેથલેમ ફરે રૂથ ૪
પવિત્ર પ્યારથી જોડાઈ ગઈ, રૂથ બેથલેમ બેઆઝ સાથ
કિરતાર કુદરતથી ઓબેદ દેહ ધરે
ઓબેદથી એમ યેશી જન્મ્યો, યશી દાઉદનો નાથ
રડની રૂથ રમણી, કેત્રોય કલોલ કરે ! રૂથ ૫
ન્હાની મોટી બાળાઓ તમો છો પ્રભુનું દાન
સુંદર વ્હેવાર, સુંદરી અમર રહે !
સુંદર જેની ચાલ મનોહર એ સર્વોત્તમ માન
રમણી રૂથ સદા તમને બોધ કરે ! રૂથ ૬

(સ્ત્રિઓની)

# યોહાન=રાનમાં પોકારનારની વાણી

"તું તાણીને પોકાર, ન કંઇ બાકી રાખ" યશા. ૫૮-૧.

( બોલે હાલીલુયાહ, ચલાવો તોપ—એ રાગ )

સડકો સીધી કરો સડકો સૌ ખાશ, મ્હાડો તોડી પુરો ખીણોના ચાશ,
તમે પ્રભુના દાસ,—કેમ આપો છો ત્રાસ,
આકાશનું રાજ હવે આવ્યું છેક પાસ— ૧

પસ્તાવો કરીને છોડો સૌ પાપ, ન્હાશો આ કોપથી આવે છે શ્રાપ
જેનું રહેશે નહિ માપ,—પછી કરશો વિલાપ,
જો જો તમને કોઇ ન ખવડાવે થાપ— ૨

"સંતાન ઇબ્રાહીમનાં"—મ્હોટી બડાશ, "પ્રભુના લોક"—એ મુકો ફડાસ,
નહિ જીવનનો શ્વાસ—તમારો કરશે તે નાશ
પત્થરથી છોકરાં સૃજાવે ખાસ— ૩

ભુંસુ ભરાયું બધે ભુંસાના જંગ, કડવા દાણે ઘઉંએ જમાવ્યો રંગ
જ્યાં જ્યાં ભરાયા નંગ—આ પંચરંગી સંગ,
ભુંડાથી ભુત નાસે, કરશો નહિ સંગ— ૪

સુપડાના સપાટે આવશો જે વાર, ઉપણી કાઢશે કાળાપાણીની પાર
પુરા વાગશે ત્યાં બાર—પછી રેશે નહિ સાર,
વાણી સુણો તમે, પ્રભુ નરનાર!—— ૫

કૅાઢી પડી કૅાઢી ઝાડોની જડ, મુળીયાં ઉખાડી જુદાં કરશે તમ ધડ
ગળે ઘંટીનાં પડ,—જશે મંડળનાં જડ,
જો જો પાડતા ભાઇ ભાઈઓમાં તડ— ૬

સર્પોના વંસ, બધા સર્પોના વંસ, પસ્તાવો કરીને છોડી દો ડંસ,
હોય જો પ્રીતિનો અંસ— કંઇ પ્રીતિનો અંસ,
પ્રીતિ સાગરમાં પ્રીતીના હંસ— ૭

વાણી પોકરનારની સાંભળજો ખાસ, બારણું ઠોકે પ્રભુ રાખે છે આશ.
અંદર કરશે તે વાસ,—સુણો પ્રભુના દાસ,
બારે દરવાજા ખુલ્લા આકાશ!— ૮

(સિયોની)



ટે કૉલેજ, અમદાવાદ (૧૯૦૮